॥ ॐ ॥

श्रीमच्छङ्करभगवत्पादाचार्यप्रणीतम् ।

# श्रीगोविन्दाष्टक स्तोत्रम् ॥

विस्तृतान्वयार्थसहितं गुर्जरटीकालङ्कृतम् ॥



मूल्यं ०-४-०



श्रीमद्भगवत्पूज्यपादाद्यशङ्कराचार्य्यप्रणीतम् ।

# श्रीगोविन्दाष्टकस्तोत्रम् ॥



तच्च-

## विस्तृतान्वयार्थसहितंगुर्जरटीकासमलङ्कृतम् ॥

संयोजकः-

श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य-

**श्री १०८ स्वामी चिदानन्दजी महाराज.**


પ્રકાશકઃ—

**પુરૂષોત્તમદાસ મકનદાસ ઠક્કર.**

મુ૦ રાસ. તાબે બોરસદ. ( જીલ્લે ખેડા )

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ અને માણેકલાલ માધવજીએ છાપ્યું. ઢીંકવા ચોકી—અમદાવાદ.

સંવત ૧૯૮૪ — પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૦—૪—૦



श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य-
श्री १०८ स्वामी चिदानन्दजी महाराज.

॥ ॐ ॥

कृष्णाय वासुदेवाय

हरये परमात्मने ।



प्रणतक्लेशनाशाय

गोविन्दाय नमो नमः ॥

---

સ્વર્ગસ્થ ઠક્કર મકનદાસ નરસિંહદાસના
સ્મરણાર્થે, શ્રદ્ધાભક્તિ પૂર્વક નિત્ય પાઠ
મનન કરનાર હરિજનોને ભેટઃ-

રા. રા. ______________________________

______________________________

લી. સદાશુભેચ્છક,
ઠક્કર પુરૂષોત્તમદાસ મકનદાસ
ના જય શ્રી કૃષ્ણ.

ॐ

# अभ्यर्थना.

**जलाद्रक्षेत्स्थलाद्रक्षेद्रक्षेच्छीथलबन्धनात् ।**
**मूर्खहस्ते न दातव्यमिति वदति पुस्तकम् ॥१॥**

હે પાઠક ગણો ! પુસ્તક કહે છે કેઃ—મ્હારૂં જળથી રક્ષણ કરજો; સ્થલથી રક્ષણ કરજો; અને શીથલ બંધણથી રક્ષણ કરજો; અર્થાત્ મ્હને જળથી ભીંજવશો નહીં. પૃથ્વી ઉપર જ્યાં ત્યાં ફેંકશો—મૂકશો—નહીં. તથા સારા વસ્ત્રથી મજબુત બાંધી ઉધેય આંતરી વગેરે જંતુઓ મ્હારો નાશ ન કરે તેમ સાચવીને રાખજો; વળી વધારામાં એટલુંજ કહું છું કેઃ—મૂર્ખ—શઠ—પાપી—નાસ્તિક-સ્ત્રીલંપટાદિ દુર્જનોના હાથમાં હું આપવાને યોગ્ય નથી.

ગોવિન્દ ગોવિન્દ રથાઙ્ગપાણે ગોવિન્દ ગોવિન્દ હરે મુરારે,
ગોવિન્દ ગોવિન્દ મુકુન્દકૃષ્ણ ગોવિન્દ ગોવિન્દ નમોનમસ્તે. ૧
ગોવિન્દ ગોવિન્દ પ્રપન્નપાલ ગોવિન્દ ગોવિન્દ કૃતાન્તકાલ,
ગોવિન્દ ગોવિન્દ વ્રજેશબાલ ગોવિન્દ ગોવિન્દ નમોનમસ્તે. ૨

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ: ॥



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૩ | ૨ | ભ ક્તજનો | ભક્તજનો |
| ૭ | ૧૩ | અભિપાય | અભિપ્રાય |
| ૮ | ૭ | અરિ દ્રૂપ | અચિદ્રૂપ |
| ૮ | ૮ | ઙ્ાનપદ | જ્ઞાનપદ |
| ૯ | ૩ | એવુ | એવું |
| ૧૬ | ૭ | બ્રહ્મમ | બ્રહ્મમાં |
| ૧૭ | ૧૮ | कार | कारं |
| ૧૯ | ૧૨ | ાથમાં | હાથમાં |
| ૨૫ | ૯ | નિદ્ધ | સિદ્ધ |
| ૨૮ | ૧ | બ્રહ્મ | બ્રહ્મ. |
| ૩૩ | ૬ | સંબધથી | સંબન્ધથી |
| ૩૫ | ૩ | નિરતર | નિરંતર |
| ૪૭ | ૧૩ | ખભેદાન્વય | અભેદાન્વય |
| ૪૮ | ૭ | ત્યાદિ | ઇત્યાદિ |
| ૫૨ | ૫ | ભગદ્વાક્યથી | ભગવદ્વાક્યથી |
| ૫૭ | ૭ | અદર | અંદર |
| ૫૭ | ૧૯ | કાંસીએ | ફાંસીએ |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬૬ | ૧૭ | પત્રથી | પુત્રથી |
| ૬૭ | ૧૯ | दाढयं | दार्ढ्यं |
| ૬૮ | ૧૪ | આશકાની | આશંકાની |
| ૮૨ | ૧૯ | મોગ | ભોગ |
| ૮૫ | ૧૪ | અ ર્વાદની | અર્થવાદની |
| ૮૫ | ૧૬ | બ ન્નેમાં | બન્નેમાં |
| ૮૭ | ૩ | જોએ | જેઓ |
| ૯૧ | ૮ | શિવ વિષ્ણુ | શિવવિષ્ણુ |
| ૯૧ | ૯ | ક વાવાળા | કરવાવાળા |
| ૯૫ | ૭ | પર્ય ત્તના | પર્યન્તનાં |



हरिः ॐ तत्सत् ॥



# श्रीगोविन्दाष्टकस्तोत्रम् ॥

( વિસ્તૃત અન્વયાર્થ સહિતં ગુજરાતી ટીકા સમેતં. )



## मङ्गलाचरणम् ।

वाणी यस्य प्रकटति परं ब्रह्मतत्त्वं सुगूढं ।
मुक्त्यीच्छूनां गमयति पदं पूर्णमानन्दरूपम् ॥
विभ्रान्तानां शमयति मतिं व्याकुलां भ्रान्तिमूलां ।
ब्रह्मात्मैक्यं विदिशति परं श्रीगुरुं तं नमामि ॥१॥
सूत्रं वस्त्रे यथा सूच्या तथा शास्त्रे मतिर्मम ।
विशति कृपया नित्यं येषां गुरून्नमामि तान् ॥२॥
यो लोकं सकलं पुनाति निगमा यं प्राहुरेकान्ततो ।
व्याप्तं येन जगज्जगन्ति सततं यस्मै नमस्कुर्वते ॥



**यस्मादाविरभूदशेषममरा यस्य प्रसादार्थिनो ।**
**यस्मिन्पर्यवसास्यति स्फुरदिदं तस्मैनमो विष्णवे ॥३॥**
**यो मायागुणदोषलेशरहितः स्वाभाविकैः सद्गुणैः ।**
**स्वातंत्र्याखिलविज्ञताद्यगणितैर्युक्तोऽब्जजादिस्तुतः॥**
**भक्ताभीष्ट प्रदो रमैकरमणो वेदैकगम्यो हि यः ।**
**तं वन्दे मनसा गिरा च शिरसा गोपीप्रियं श्रीहरिम् ४**
**गोविन्दाष्टकस्तोत्रस्य गोविन्दार्पितचेतसा ।**
**यथामति मया व्याख्या क्रियते तु मनोरमा ॥५ ।**

આકાશાદિ પંચભૂત તત્કાર્ય દેહેન્દ્રિયાદિ જડ વર્ગમાં આસક્તિરૂપી જળવાળા, પુત્રમિત્રકલત્રાદિક વિષે જે મહામોહ તે રૂપી સેંકડો આવર્ત્તાવડે યુક્ત, કામક્રોધ લોભમોહ અહંકાર મમકારાદિ ચિત્ત વિકારરૂપ મહા ગ્રાહ ( ઝૂડ—મઘર )ની વૃદ્ધિ પ્રયુક્ત, નાના પ્રકારની મહા વ્યાધિરૂપ તિમિતિમિંગલ ( શત યોજન—ચારસો ગાઉ—લાંબા પહોળા મત્સ્ય )ના સમુદાયયુક્ત, ક્ષુધા પિપાસાદિરૂપ મહા કલ્લોલ ( તરંગ )વાળા, અધ્યાત્માદિ તાપત્રયરૂપ મહા વડવાનલ જ્વાળા માલાપ્રયુક્ત, પોતાના પ્રિયજનના મૃત્યુ પ્રયુક્ત રૂદનના પ્રલાપરૂપ મહા ધ્વનિથી ગર્જિત, નિત્યનિરંતર દુર્વાસનારૂપ શૈવાલથી યુક્ત, તથા વિષયરૂપવિષથી પરિપૂર્ણ, એવા પ્રચંડ દુઃખમય આ

સંસાર સમુદ્રમાં નિમગ્ન થઈ મહા ક્લેશને પામેલા અનેક ભક્તજનોના સમુદ્ધરણાર્થે અવતાર ધારણ કરનાર, બ્રહ્માદિ દેવોએ સંપ્રાર્થિત, તથા ભૂભાર ઉતારવા યદુકુલવિષે અવતીર્ણ, અને નંદ ગૃહમાં વિહાર કરનાર, તેમજ ધર્મ અર્થ કામ ને મોક્ષરૂપ પુરૂષાર્થપ્રદ એવા ભગવાન વિષ્ણુને, કલિકલ્મષવડે કલુષી થયેલા ચિત્તવાળા મનુષ્યોને તત્કાલ શ્રેયઃ પ્રાપ્ત થવાને વાસ્તે પરમકારૂણિક જગદ્ગુરૂ ભગવાન શ્રીશંકરાચાર્ય મહારાજ ચૌબોલાવૃત્તના* આઠ શ્લોકવડે વર્ણન કરતા છતા, સચ્ચિદાનંદ પરમાત્માનું સ્તવન કરે છેઃ—

**सत्यं ज्ञानमनन्तं नित्यमनाकाशं परमाकाशं ।**
**गोष्ठप्राङ्गणरिङ्गणलोलमनायासं परमायासम् ॥**
**मायाकल्पितनानाकारमनाकारं भुवनाकारं ।**
**क्ष्मामानाथमनाथं प्रणमत गोविन्दं परमानन्दम् ॥१॥**

શ્લોકાર્થઃ—સત્યસ્વરૂપ—ભૂતભવિષત્ ને વર્ત્તમાન એ ત્રણે કાલમાં બાધરહિત; જ્ઞાનસ્વરૂપ-સ્વયંપ્રકાશ-ચૈતન્યસ્વરૂપ: દેશકાલ વસ્તુ પરિચ્છેદરહિત—અંતરહિત; ઉત્પત્તિનાશરહિત—અવિનાશી; આકાશથી ભિન્ન; પરમ પ્રકાશસ્વરૂપ: વ્રજની

---

* त्रिंशत्कलापादा चौबोलावृत्तं ज्ञेयम् ॥

ગોશાળાઓના પવિત્રોત્તમ આંગણાવિષે વિહાર કરવામાં અતિ ચપળ, અથવાઃ—શ્રોત્રાદિક ઇન્દ્રિયોરૂપ ગાયો જેમાં સ્થિત છે એવા લિંગદેહાધિષ્ઠિત અહંકારરૂપ આંગણાવિષે વિહાર કરવા-પણાવડે એટલે કાર્યકારણ સંઘાતના પ્રેરકપણાવડે અતિ ચપળ; અને એવા છતાં પણ કાર્યકારણ સંઘાતના પ્રેરણપ્રયુક્ત શ્રમરહિત; વળી અન્તઃકરણાદિક ઉપાધિના ધર્માધ્યાસવડે અત્યન્ત શ્રમયુક્ત, અર્થાત્ અહં કર્તા, અહં ભોક્તા, અહં સુખી, અહં દુઃખી, ઇત્યાદિ પરમ આયાસપ્રયુક્ત; અને ત્રિગુણાત્મક માયાના સંબન્ધવડે જેમનાં બ્રહ્માદિ સ્થાવર પર્યન્તનાં અનેક વિધ શરીરો કલ્પેલાં છે એવા, અથવાઃ—ત્રિગુણાત્મક માયાવડે કલ્પેલો છે નાના પ્રકારનો પ્રપંચ જેમણે એવા; તથાપિ વસ્તુતઃ શરીરરહિત—નિરાકાર સ્વરૂપ; સર્વવ્યાપક હોવાથી બ્રહ્મલોકથી આરંભી પાતાળપર્યન્તના માયામય ચૌદ ભુવનોના આકારે પરિણામ પામેલા એવા; અને **ક્ષ્મા** એટલે પૃથિવી ને **મા** એટલે લક્ષ્મી, તે બન્નેના નાથ—સ્વામી—નિયંતારૂપ; તથા સ્વતંત્ર—જેમનો કોઇપણ સ્વામી—નિયંતા નથી એવા; અને નિરતિશય આનન્દ સ્વરૂપ એવા સચ્ચિદાનન્દ ગોવિન્દ પરમાત્માને હે લોકો ! તહમો વિશેષ કરીને શ્રદ્ધા ભક્તિપૂર્વક નમસ્કાર કરો. ૧



મૂલ શ્લોકનો અન્વયાર્થઃ—**गोविन्दं** નામઃ—

**गोभिस्तत्त्वमस्यादिमहावाक्यैर्विद्यते उपलभ्यते इति गोविन्दः सच्चिदानन्दः परमात्मा ॥** વેદનાં તત્ત્વમસ્યાદિ મહાવાક્યો વડે જે પ્રાપ્ત કરાય છે, તે ગોવિન્દ—સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્મા.

**गां भुवं वराहरूपेणाविन्ददिति गोविन्दः ॥** ભૂમિને પાતાળમાંથી વરાહ અવતાર ધારણ કરીને લાવનાર તે ગોવિન્દ.

**गां वेदरूपां मधुकैटभासुरहृतां हयग्रीवरूपेणाविन्ददिति गोविन्दः ॥** વેદરૂપ વાણીને મધુકૈટભાદિ દૈત્યો હરણ કરી ગયા હતા, તેને હયગ્રીવ અવતાર ધારણ કરીને લાવનાર તે ગોવિન્દ.

**गवां गोलोकस्थानामिन्द्रो गोविन्दः ॥** ગોલોકાધિપતિ, વા ઈન્દ્રિયોના અધિષ્ઠાન દેવતા, તે ગોવિન્દ.

**गां पृथिवीं विन्दति प्राप्नोति जनानुकम्पया पार्थिवशरीरं गृह्णातीति गोविन्दः रामकृष्णादि भगवदवताररूपः ॥** ભક્ત જનોના ઉપર દયા કરીને તેમના હિતને અર્થે પાર્થિવ શરીર ગ્રહણ કરનાર, રામકૃષ્ણાદિ ભગવદવતારરૂપ, તે ગોવિન્દ.



ઉપરોક્ત લક્ષણવાળા શુદ્ધચિન્માત્ર બ્રહ્મસ્વરૂપ '**गोविन्दं**' ગોવિન્દ ભગવાનને હે લોકો ! તમો '**प्रणमत**' નામ વિશેષ કરીને શ્રદ્ધા ભક્તિપૂર્વક નમસ્કાર કરો.

વિશેષણ વિના કથન કરેલા ગોવિન્દ શબ્દની લક્ષણ સિવાય કેવી રીતે સિદ્ધિ થાય ? આ પ્રશ્નનું સમાધાન કરવાને અર્થે કૃષ્ણયજુર્વેદીય તૈત્તિરીય શાખીય "**सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।**" ઇત્યાદિ મંત્રોક્ત 'સત્ય' ઇત્યાદિ પદો ગોવિન્દ ભગવાનનું સ્વરૂપ લક્ષણ પ્રદર્શનાર્થે વિશેષણત્વરૂપે યોજ્યાં છે.

તે ગોવિન્દ ભગવાન્ કેવા છે કે:–'**सत्यं**' અહીં **सत्यं** નામ:–જેમ રજ્જુત્વરૂપે નિશ્ચિત થયેલી રજ્જ્વાત્મક વસ્તુ કદાપિપણ રજ્જુત્વભાવને ત્યજી અન્યથારૂપે થતી નથી, તેમ જે રૂપવડે જે વસ્તુ નિશ્ચિત છે, તે રૂપ કદાપિપણ વ્યભિચારને પામતું નથી તેનું નામ સત્ય.

રજ્જુમાં જેમ સર્પ મિથ્યા છે, તેમ જે રૂપવડે જે વસ્તુ નિશ્ચિત છે તે રૂપ કોઇપણ કાલમાં જો વ્યભિચારને પામે તો તેનું નામ અનૃત–મિથ્યા છે; તે "**वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येवसत्यमिति ॥**" ( વાણીવડે જેમનો આરંભ થયો છે એવા પદાર્થો નામ માત્રજ છે, અર્થાત્ વાણીના વિષયભૂત ઘટશરાવાદિ પદાર્થો કહેવા માત્રજ છે; વાસ્તવિક

વસ્તુતાથી છેજ નહિ, કેમકે કાર્યનો કારણથી અભેદ હોવાથી સર્વ ઘટાદિ કાર્યો કારણ રૂપજ છે; જેથી મૃત્તિકાજ સત્ય છે.) ઇત્યાદિ છાંદોગ્યશ્રુતિ વાક્યથી સિદ્ધ છે. આમ વિકાર માત્રનું મિથ્યાત્વ હોવાથી ગોવિન્દશબ્દિતં બ્રહ્મજ સત્ય—ત્રિકાલાબાધ્ય નામ ભૂતભવિષ્યતને વર્ત્તમાન એ ત્રણેકાલમાં નાશરહિત—બાધરહિત છે.

ગોવિન્દ સત્યસ્વરૂપ છે તેમાં પ્રમાણ છે યા નહિ? યદિ પ્રમાણ છે એમ કહેશો તો સત્યસ્વરૂપ ગોવિન્દ પ્રમાણનો વિષય થવાથી તેમાં ઘટાદિકની પેઠે જડત્વાપત્તિ પ્રાપ્ત થશે: અને જો પ્રમાણ નથી એમ સ્વીકારશો તો પ્રમાણવિના સત્યત્વની અસિદ્ધિ થશે; આવી આશંકા કરીને, ગોવિન્દનું સ્વયં પ્રકાશત્વ હોવાથી તેમના સત્યત્વમાં પ્રમાણની અપેક્ષા નથી, એવા અભિપ્રાયથી **'ज्ञानं'** વિશેષણ યોજી સ્તુતિ કરે છે:—

**ज्ञानं** નામ:—જે સ્વયં પ્રકાશ હોય તે જ્ઞાનં; જેથી ગોવિન્દના સત્યત્વમાં **" प्रमाता च प्रमाणं च प्रमेयो निश्चितिस्तथा यत्सान्निध्यात्प्रसिद्ध्यन्ति तत्सिद्धौ किमपेक्ष्यते ॥ "** ( જે પરમાત્માની સાનિધ્યતાવડે પ્રમાતા પ્રમાણ અને પ્રમેયની સિદ્ધિ સિદ્ધ થાય છે, તે પરમાત્માની સિદ્ધિમાં કોની અપેક્ષા છે? અર્થાત્ પ્રમાણાદિકની કિંચિન્માત્ર

અપેક્ષા નથી.) ઇત્યાદિ વચનથી પ્રમાણની અપેક્ષા સંભવતીજ નથી. "**ज्ञप्तिर्ज्ञानमिति**" ભાવવ્યુત્પત્તિક જ્ઞાનશબ્દ માન્યો તો જ્ઞપ્તિ ક્રિયાવાચી છે, તે ક્રિયા જડરૂપા વૃત્તિજ છે; તેથી '**भक्षितेऽपि लशुने न व्याधिशान्तिः ।**' (ધર્મશાસ્ત્રે નિષિદ્ધ કરેલા લશુનને ખાધે છતે પણ જ્યારે રોગ નિવૃત્ત થયો નહિ, તો પછી લશુન ભક્ષણ કરવાનું શું પ્રયોજન ?) આ ન્યાયાનુસાર ગોવિન્દમાં અચિદ્રૂપત્વ પ્રાપ્ત થશે એમ યદિ કહો, પરંતુ ' જ્ઞાનપદ ' ચૈતન્યલક્ષક—ચૈતન્યદ્યોતક—હોવાથી તેની સંભાવનાનો અવકાશજ નથી.

' **यत्र यत्र ज्ञानत्वं तत्र तत्रानित्यत्वम् ।** ' એમ સામાન્યતાથી દૃષ્ટાનુમાનવડે ગોવિન્દનું પણ જ્ઞાનરૂપતાવડે અંતવત્વ પ્રાપ્ત થશે; એવી શંકા થાય તેના નિવારણને અર્થે ' **अनन्तम्** ' પદ યોજ્યું છે:—

**अनन्तम्** નામઃ—જેનો દેશકૃત કાલકૃત વા વસ્તુકૃત ભેદ—ઇયત્તા—પરિચ્છેદ—થતો નથી તે અનંત છે. કહ્યું છે કેઃ—

" **न व्यापित्वाद्देशतोऽन्तो नित्यत्वान्नापि कालतः ।**
**न वस्तुतोऽपि सार्वात्म्यादानन्त्यं ब्रह्मणि त्रिधा ॥** "

બ્રહ્મ વ્યાપક હોવાથી દેશથી અંત નથી, નિત્ય હોવાથી કાલકૃત અંતવાન્ નથી. અને સાર્વાત્મ્યપણું હોવાથી વસ્તુથી

પણ અંત નથી; એમ બ્રહ્મ વિષે ત્રિવિધ અનંતપણું છે.

અહીંઆં (આ સ્થળે) વર્ત્તમાન ઘટ અન્યત્ર (અન્ય સ્થળે) નથી, તે દેશકૃત અંતવાન્ છે; એવું અન્તત્વ ગોવિન્દ પરમાત્મામાં ઘટતું નથી; કેમ કેઃ—" **यत्किञ्चिज्जगत्यस्मिन्दृश्यते श्रूयतेऽपिवा । अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥** આ જગત્‌માં જે કંઇ દૃષ્ટિગોચર થાય છે, શ્રવણ કરાય છે, તે સર્વ વસ્તુમાત્રપ્રતિ અંતર બહાર વ્યાપીને નારાયણ ભગવાન્ સ્થિત છે." ઇત્યાદિ આગમ વાક્ય વડે ગોવિન્દનું સર્વવ્યાપકત્વ નિશ્ચિત હોવાથી તેમનો અત્યંતાભાવ પ્રતિયોગિત્વલક્ષણઃ દેશકૃત પરિચ્છેદ નથી. '**न जायते म्रियते वा कदाचित्**'॥ (આત્મા કોઇ કાળમાં પણ જન્મતો મરતો નથી.) ઇત્યાદિ ભગવદ્વાક્યવડે ગોવિન્દ પરમાત્માના જન્મમરણનો પ્રતિષેધ શ્રવણ કરાય છે; તેથી તેમનો પ્રાગ્‌ભાવ ધ્વંસપ્રતિયોગિત્વ લક્ષણઃ કાલકૃત અંત નથી. તેમ ચેતન અતિરિક્ત વિકારમાત્રના મિથ્યાત્વવડે વસ્તુત્વનો અભાવ થવાથી અન્યોન્યાભાવ પ્રતિયોગિત્વ લક્ષણઃ વસ્તુકૃત પરિચ્છેદનો અભાવ હોવાથી વસ્તુકૃત અંત પણ નથી. આમ અનંતપદવડે દેશકાલવસ્તુપરિચ્છેદશૂન્ય ગોવિન્દને કથન કર્યા.

હવે " **आकाशवत्सर्वगतश्चनित्यमिति ।** " (આ

ત્મા આકાશની પેઠે સર્વત્ર વ્યાપક અને નિત્ય છે.) આ શ્રુતિને પ્રમાણભૂત કરવાને અર્થે '**नित्यं**' વિશેષણ યોજે છેઃ—

**नित्यं** નામઃ—ઉત્પત્તિ નાશથી રહિત—અવિનાશી.

" **आकाशं नित्यं निरवयवद्रव्यत्वादात्मवत् ।** "

આ અનુમાનથી અહીંઆં 'નિત્ય' પદવડે કેમ આકાશ કથન કરો છો ? આવો પ્રશ્ન થયે '**अनाकाशं**' વિશેષણ યોજે છેઃ—

**अनाकाशं** નામઃ—આકાશથી ભિન્ન. "**अतमोऽवायु-नाकाशमिति । बृ. ३–८–८ ॥** " આ શ્રુતિ આત્માને આકાશ થકી વાયુથી અને અન્ધકારથી ભિન્ન કહે છે. તેથી ગોવિન્દનું અનાકાશત્વ સિદ્ધ છે.

આકાશથી ભિન્ન ઘટાદિ પદાર્થો છે, તો તે ઘટાદિકનીપેઠે ગોવિન્દને જડત્વાપત્તિ પ્રાપ્ત થશે; એ આશંકાની નિવૃત્તિને અર્થે '**परमाकाशं**' વિશેષણ કથન કર્યું છેઃ—

**परमाकाशं** નામઃ—સર્વ તરફથી પરમ પ્રકાશરૂપ. '**येन सूर्यस्तपति तेजसेद्धः ॥** ' ( જે પરમાત્માના પ્રકાશવડે પ્રકાશિત થયેલો સૂર્ય પ્રકાશે છે. ) '**तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति । मुं० २–२–१०॥**' તે પરંબ્રહ્મના પ્રકાશમાન્ થયા પછી સૂર્યાદિક સર્વ પ્રકાશમાન્ થાય છે; તેજ પરમાત્માના પ્રકાશવડે આ સૂર્યાદિક સહિત સર્વ

જગત્ પ્રકાશના આશ્રયવાળું થાય છે-પ્રકાશે છે; અર્થાત્ સૂર્યાદિ સર્વ જગત્ સ્વતંત્ર પ્રકાશવાન્ નથી; કેવળ પરમ પ્રકાશ સ્વરૂપ પરમાત્માના પ્રકાશથીજ પ્રકાશે છે.) '**ज्योतिषामपि तज्ज्योतिः ।। भ० गी० १३-१७ ॥**' (તે આત્મા સૂર્ય ચન્દ્રાદિક જ્યોતિઓના પણ જ્યોતિઃ અર્થાત્ પ્રકાશક છે.) ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિથી આત્માનું પરમ પ્રકાશ સ્વરૂપ સિદ્ધ છે.

એવી રીતે '**सत्यं ज्ञानमनन्तं**' ઇત્યાદિ પદોવડે કથન કરેલા જે સર્વ શ્રુતિ સ્મૃતિના તાત્પર્યવિષયભૂત અદ્વિતીય પરંબ્રહ્મ છે, તેજ લીલાવિગ્રહવડે વિહારને કરવા લાગ્યા; એમ કથન કરતા છતા શ્રીભગવાન્ આચાર્ય '**गोष्ठ०**' ઇત્યાદિ પદવડે તેઓનું સ્તવન કરે છેઃ—

**गोष्ठप्रांगणरिङ्गणलोलम्** નામઃ—ગોસ્થાનકના—ગોશાળાના—પરમપવિત્રોત્તમ આંગણાવિષે—ચોકવિષે—વિહારકરવામાં અતિચપળ એવા.

અથવાઃ—'**तत्त्वमसि । साम० छां०॥**' (તે પરમાત્મા તું છે.) '**अहं ब्रह्मास्मि । यजु० बृ० ॥**' (હું બ્રહ્મસ્વરૂપ છું.) '**अयमात्मा ब्रह्म । अथ० मां०॥**' (આ આત્મા બ્રહ્મ સ્વરૂપ છે.) ઇત્યાદિ વેદવાક્યોવડે કથેલું પૂર્વોક્ત બ્રહ્મ જ આત્મા છે; એમ કથન કરતા છતા તેઓનું સ્તવન કરે છેઃ—



**गोष्ठप्राङ्गणरिङ्गणलोलं** નામઃ—શ્રોત્રાદિક ઇન્દ્રિયોરૂપ ગાયો જેમાં સ્થિત છે, એવા લિંગશરીરાધિષ્ઠિત અહંકારરૂપ આંગણાવિષે વિહારકરવાપણાવડે એટલેઃ—" **य आत्मनि तिष्ठन्नात्मानमन्तरो यमयति ।** " ( જે પરમાત્મા અન્તઃકરણમાં રહીને અંતરઆત્માને પ્રેરણા કરે છે ) "**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया । भ० गी० १८–६१ ॥**" ( ઈશ્વર—સૂત્રધારી—કાષ્ટમયપ્રતિમાની પેઠે માયાવડે દેહાત્મબુદ્ધિવાળા સર્વ પ્રાણિઓને પોતપોતાના કર્મો વિષે પ્રવર્ત્ત કરતા છતા. ) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ વાક્યથી કાર્યકારણ સંઘાતના પ્રેરકપણાથી અતિ ચપળ એવા.

વ્યવહારમાં જે પ્રેરક હોય છે તેમને પ્રેરણાપ્રયુક્ત પ્રયાસ—પરિશ્રમ—થતો પણ દેખાય છે; તેમ પરમાત્મા પણ **गोष्ठ०** ઇત્યાદિ પદથી આયાસ—શ્રમ—યુક્ત થશે; એ આશંકાના પરિહારને માટે, 'અયસ્કાન્તવત્ સન્નિધિમાત્રવડે પ્રેરકપણું હોવાથી આયાસ પ્રસક્તિ નથી;' એવા અભિપ્રાયથી " **अनायासं** " વિશેષણ કહે છેઃ—

**अनायासं** નામઃ—કાર્યકારણ સંઘાતના પ્રેરણપ્રયુક્ત શ્રમથકી રહિત.

પરમાત્મા પરિશ્રમથી શૂન્ય છે, તો તેમનાથી ભિન્ન કોઈ

આયાસયુક્ત છે વા નથી ? યદિ પરમાત્માથી ભિન્ન કોઇ આયાસપ્રયુક્ત છે તો દ્વૈતાપત્તિ પ્રાપ્ત થશે, અને જો નથી એમ કહેશો તો પ્રતિયોગિના અભાવથકી 'અનાયાસ' ઇતિ ઉક્તિ નિષ્ફલતાને પામશે; એવી આશંકાના નિવારણને વાસ્તે, 'ઉપાધિના સંબન્ધથી અને ઉપાધિના અસંબન્ધથીજ આયાસપ્રયુક્તત્વ અને આયાસરહિતત્વ, આમ ઉભયરૂપત્વની ઉત્પત્તિ હોવાથી કોઇપણ દોષ નથી;' એવા અભિપ્રાયથી '**परमायासं**' વિશેષણપદ પ્રયોજ્યું છે.

**परमायासं** નામઃ—અન્તઃકરણાદિક ઉપાધિના ધર્માધ્યાસવડે અત્યંત શ્રમયુક્ત; અર્થાત્ અહંકર્ત્તા, અહંભોક્તા, અહંસુખી, અહંદુઃખી, ઇત્યાદિરૂપ પરમ આયાસ પ્રયુક્ત. '**स एव मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वं । स्त्रियान्नपानादि विचित्र भोगैः स एव जाग्रत्परितृप्तिमेति ॥ कै० १-१४ ॥**" ( અસંગ ઉદાસીન જે આનંદાત્મા, તેજ અવિદ્યા આવરણ વિક્ષેપકારી શક્તિઓવડે સર્વભણીથી મોહિત થયેલો, એટલે પોતાનું આનન્દસ્વરૂપ વિસ્મૃત થયેલો સ્વસ્વરૂપાત્મા, સ્થૂલાદિ ત્રિવિધભેદવડે કરીને ભિન્ન એવા મનુષ્યાદિ કલેવરને, હું દેવ છું, હું મનુષ્ય છું, હું પશુ છું, ઈત્યાદિ અભિમાનવડે ભલીપ્રકારથી સ્વીકાર કરીને

અર્થાત્ જીવપણું પામીને સમસ્ત વ્યવહારને કરે છે; એટલે નાના પ્રકારના વ્યાપારવાળાં કર્મો કરે છે, અને તેનાં ફળો ભોગવે છે. તથા માયાથકી સ્વસ્વરૂપને વિસ્મરણ થયેલો તે જ મૂઢાત્મા મનોનુકૂળા યુવતીઓ અને મનોહર અન્નપાન વસ્ત્ર આચ્છાદનાદિક વિચિત્ર ભોગોવડે કરીને, ઇન્દ્રિયોવડે શબ્દાદિક બાહ્યવિષયોની ઉપલબ્ધિરૂપ ક્રિયા કરતો થકો ચોતરફથકી વિષયસુખજન્ય સુખદુઃખમિશ્રિત તૃપ્તિને પ્રાપ્ત થાય છે.) ઇત્યાદિ શ્રુતિથી આત્માનું પરમાયાસત્વ સિદ્ધ છે.

હવે તે જ પરમાત્મા પોતાની માયાશક્તિવડે નાનારૂપ થયા છે: એમ કથન કરતા છતા અન્ય વિશેષણથી સ્તવે છે:–

**मायाकल्पितनानाकारं** નામ:–' અઘટિત ઘટનાપટીયસી' એવી ત્રિગુણાત્મક માયાના સંબન્ધવડે કલ્પેલાં છે બ્રહ્માદિ સ્થાવરપર્યન્તનાં અનેકવિધ શરીરો જેમનાં એવા. **'इन्द्रो मायाभिः पुरुरूप ईयते । ऋग्वेद० ६–४७–१८ । बृ० २–५–१९ ॥'** પરમાત્મા નામરૂપને વિષય કરનાર મિથ્યાભિમાનરૂપે પરિણામ પામેલી વિવિધમાયાવડે બહુરૂપે પ્રતીત થાય છે.) **'नित्यः सर्वगतो ह्यात्मा कूटस्थो दोषवर्जितः । एकः स भिद्यते शक्त्या मायया न स्वभावतः ॥ पराशर० ॥'** (અવિનાશી, સર્વવ્યાપક, કૂટસ્થ,

નિર્દોષ અને એક અદ્વિતીય એવો પ્રસિદ્ધ આત્મા માયાશક્તિવડે નાના પ્રકારના ભેદને પ્રાપ્ત થાય છે; વાસ્તવિકતાથી તો ભેદને પ્રાપ્ત થયોજ નથી.) **'अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् । प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ भ० गी० ४-६ ॥'** (હું અજન્મા, નાશક્રિયાના અવિષયસ્વભાવવાળો, અને બ્રહ્માદિ સર્વ ભૂતપ્રાણિઓનો નિયંતા છતાં પણ, સ્વકીયા ત્રિગુણાત્મિકા દૈવીમાયાનો આશ્રય કરીને પોતાની માયાવડે ઉદ્ભવું છું.) ઇત્યાદિ શ્રુતિસ્મૃતિઓ ગોવિન્દ ભગવાનનું માયાકલ્પિત નાનાકારત્વ સિદ્ધ કરે છે.

આવી રીતે શરીરાદિકનું માયાનિબન્ધનત્વવડે કલ્પિતપણું હોવાથી માયા સંબન્ધથી થયેલા આયાસનું પણ કલ્પિતપણુંજ છે, તેથી ગોવિન્દ ભગવાનને વાસ્તવતાથી આયાસ સંભવતોજ નથી.

અથવાઃ—**मायाकल्पितनानाकारं** નામઃ—ત્રિગુણાત્મક માયાવડે કલ્પેલો છે નાના પ્રકારનો પ્રપંચ જેમણે એવા.

અહીં **'मायिनं तु महेश्वरं । श्वे० उ० ४-१० ॥'** (માયાના સ્વામીને મહેશ્વરજ જાણો.) ઇત્યાદિ શ્રુતિથી માયાના અધિષ્ઠાનપણાથી ગોવિન્દનું માયાકલ્પિત નાનાકારત્વ



સિદ્ધ છે. એવી રીતે માયાધિષ્ઠાનત્વવડે જગતનું કારણત્વ હોવાથીજ "**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति ॥ तै० उ० भृ० १ ॥**)" (જે ઉપાદાનથી પ્રસિદ્ધ આ સ્થાવર જંગમાત્મક ભૂતો ઉત્પન્ન થાય છે; જે કારણવડે ઉદ્ભવેલાં પ્રાણિઓ જીવે છે, અર્થાત્ પ્રાણોને ધારણ કરીને વૃદ્ધિને પામે છે: અને વિનાશકાલમાં જેના પ્રતિ જાય છે, તથા જે કારણ બ્રહ્મમ અભેદરૂપે પ્રવેશ કરે છે; તે જન્માદિના કારણભૂત સચ્ચિદાનન્દરૂપ બ્રહ્મ વસ્તુ છે.) ઇત્યાદિ શ્રુત્યુક્ત આત્માનું તટસ્થ લક્ષણ કથન કર્યું છે, એવો ભાવ છે.

ગોવિન્દ પરમાત્મામાં માયાકલ્પિત નાનાકારરૂપો કેમ પારમાર્થિક સ્વરૂપો છે? એવી આશંકાના નિવારણાર્થે '**अनाकारं**' પદ યોજે છેઃ—

**अनाकारं** નામઃ—શરીરરહિત—નિરાકારસ્વરૂપ.

"**स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते । प्र० उ० ४-१० ॥**" જે કોઇ વિરલો પુરૂષ સર્વ વાસનાઓથી રહિત થયો છતો, પ્રસિદ્ધ અવિદ્યાતમોવર્જિત, નામરૂપ સર્વ શરીરોથી રહિત, લોહિતાદિ સર્વ ગુણશૂન્ય, અને જેથી શુદ્ધ અવિનાશી બ્રહ્મને આચાર્યના ઉપદેશવડે



જાણે છે.) '**अशरीरं वाव सन्तं । छां० उ० ८–१२–१ ॥**' (અશરીરસ્વરૂપના વિજ્ઞાનવડે વિવેકદ્વારા દેહાભિમાન અત્યંત દૂર કરી અશરીર થયેલા વિદ્યાવંતને અર્થાત્ સશરીરનો ભ્રમ નિવૃત્ત થયેલો છે જેમને એવા આત્મનિષ્ઠને, નિશ્ચય સુખ દુઃખ સ્પર્શ કરતાં નથી.) "**दिव्यो ह्यमूर्त्तः पुरुषः । मुं० उ० २–१–२ ॥**" પ્રકાશ સ્વરૂપ, આકારરહિત, સર્વત્ર પૂર્ણ.) "**निष्कलं निष्क्रियं । श्वे० उ० ६–१९ ॥**" (તે પરમાત્મતત્ત્વ નિરવયવ, અક્રિય છે.) ઇત્યાદિ શ્રુતિઓથી ગોવિન્દ પરમાત્માનું શરીરાદિ સંઘાતરહિતપણું સિદ્ધ છે.

હવે '**ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण। अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥ मुं० उ० २–२–११ ॥**' (અજ્ઞદૃષ્ટિવાળાને જે આ સન્મુખ પ્રતીત થતી વસ્તુ છે તે વસ્તુતાએ અમૃતરૂપ બ્રહ્મ જ છે, પાછળ રહેલી વસ્તુ પણ બ્રહ્મજ છે; તેમજ દક્ષિણ ભણી, ઉત્તર ભણી, ઉંચે, નીચે, સર્વત્ર પ્રસરેલું બ્રહ્મજ છે; કિંબહુના! આ દૃશમાન્ સર્વ જગત્ શ્રેષ્ઠતમ બ્રહ્મ સ્વરૂપજ છે.) ઇત્યાદિ શ્રુતિનો આશ્રય કરીને ગોવિન્દ ભગવાનનું સર્વ વ્યાપકત્વ પ્રદર્શિત કરવા છતા '**भुवनाकार**' વિશેષણ યોજી સ્તુતિ કરે છે:—



**भुवनाकारं** નામઃ—સર્વ વ્યાપક હોવાથી બ્રહ્મલોકથી આરંભી પાતાળ પર્યન્તના માયામય ચૌદલોકના આકારે પરિણામ પામેલા.

'**सहस्र शीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् । स भूमिं विश्वतोवृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलम् ॥ श्वे० उ० ३—१४ ॥**' (પરમાત્મા અનંત મસ્તકવાળા, સહસ્ર નેત્રવાળા, અને અનંત પગવાળા છે; તે આત્મપુરૂષ ભુવનને સર્વ ભાગીથી અંતરબાહ્ય વ્યાપીને દશાંગુલ—અનંત—અધિક રહે છે.) '**यस्मिन्द्यौः पृथिवी चान्तरिक्षमोतं । मुं० उ० २—२—५ ॥**' (જે અક્ષરબ્રહ્મમાં દેવલોક, પૃથ્વી અને અંતરિક્ષ પ્રવેશ પામેલાં છે.) ઈત્યાદિ શ્રુતિઓ, તથા '**सर्वत्रास्ते सर्वशरीरी**' (સર્વશરીરી આત્મા સર્વ ઠેકાણે વ્યાપ્ત છે.) ઈત્યાદિ ભગવત્પાદોક્ત વચન, અને '**यो मां पश्यति सर्वत्र । भ०गी० ६—३० ॥**' (જે મ્હને સર્વત્ર દેખે છે.) **सर्वभूतस्थितं यो मां भजति...। भ० गी० ६—३१ ॥**' (સર્વ પ્રાણિઓમાં અવસ્થિત એવા મ્હને જે ભજે છે.) ઇત્યાદિ ભગવદ્વાક્યો, શ્રીગોવિન્દ પરમાત્માનું સર્વ ભુવનોમાં વ્યાપકત્વ પ્રબોધન કરે છે.

પૂર્વોક્ત પ્રકારે ગોવિન્દ ભગવાનનું સર્વવ્યાપકત્વ કથન

કરીને હવે '**मही देवीं विष्णुपत्नीमिति ।**' ( વિષ્ણુ પત્નીરૂપ પૃથ્વી દેવીને.... ) શ્રુતિનો આશ્રય કરીને તેમના ભૂમિપતિત્વને, તથા સમુદ્ર મંથનવડે આવિર્ભૂતા લક્ષ્મી સમસ્ત દેવોને અને અસુરોને ત્યજીને વિષ્ણુ ભગવાનનેજ વર્યાં, એ પુરાણ પ્રસિદ્ધિને ગ્રહણ કરીને લક્ષ્મીપતિત્વને દર્શાવતા છતા '**क्ष्मामानाथं**' વિશેષણવડે સ્તવન કરે છેઃ—

**क्ष्मामानाथं** નામઃ—**क्ष्मा** એટલે પૃથ્વી, ને **मा** એટલે લક્ષ્મી એ બન્નેના નાથ એટલે સ્વામી—નિયંતા.

"**एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि द्यावा-पृथिव्यौ विधृते तिष्ठत इति । बृ० उ० ३-८-९ ॥**" (હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અવિનાશી ભગવાનની આજ્ઞામાં સ્વર્ગ અને પૃથ્વી ( થમાં રાખેલા પાષાણની પેઠે ધારણ કરેલાં સ્થિત છે.) ઇત્યાદિ શ્રુતિ આત્માનું સર્વ નિયંતૃત્વ સિદ્ધ કરે છે.

ગોવિન્દ આત્મા સર્વનો નિયંતા છે; પરંતુ તેમનો અન્ય કોઇ નિયંતા નહિ હોવાથી તેમનું સ્વાતંત્ર્યત્વ જણાવવા '**अनाथं**' વિશેષણ કહે છેઃ—

**अनाथं** નામઃ—જેમનો કોઇ નાથ—સ્વામી—નિયન્તા—નથી એવા; અર્થાત્ સ્વતંત્ર.

'**न तस्य कश्चित्पतिरस्ति लोके न चेशिता ।**

**श्वे० उ० ६-९**' ( તે પરમાત્માનો આ જગત્માં કોઇ સ્વામી નથી; તથા કોઇ નિયંતા પણ નથી. ) " **पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परागतिरिति । क०उ०१-३-११ ॥**" ( સર્વવ્યાપક આત્મપુરૂષથી ઉત્કૃષ્ટ કોઇપણ વસ્તુ નથી; કેમકે સ્વરૂપભૂત આત્મા સર્વ પરત્વોની વિશ્રાંતિભૂમિ નામ અવધિ છે; તેથી તે ગંતવ્ય ફલ સ્વરૂપ ઉત્કૃષ્ટ ગતિ છે. ) ઇત્યાદિ શ્રુતિઓ આત્માની સ્વાતંત્ર્યતા કથન કરે છે.

'**आनन्दो ब्रह्मेति व्यजानात् । तै०उ०भृ० ६ ॥**' (આનંદરૂપ બ્રહ્મ છે એમ જાણતો હુવો.) '**आनन्दं ब्रह्मणो विद्वान्नबिभेति कुतश्चन । तै० उ० ब्र० ९ ॥**' (બ્રહ્મના આનંદને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી. ) '**को ह्येवान्यात्कः प्राण्याद्यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयाति ॥ तै० उ०ब्र० ७ ॥**' ( જો હાર્દાકાશસ્થ બુદ્ધિગુહામાં આનન્દરૂપ આત્મા ન હોય, તો અપાન વ્યાપારરૂપ નિઃશ્વાસક્રિયા કોણ કરે ? અને પ્રાણ વ્યાપારરૂપ ઉચ્છ્વાસક્રિયા કોણ કરે ? કોઇ ન કરે; જેથી આ પ્રસિદ્ધ આનંદરૂપ આત્માજ લોકોને સ્વધર્મ પુણ્યાનુસાર સુખ—આનંદ—કરાવે છે. ) '**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखम् । छां० उ० ७-२३-१ ॥**'

(જે નિરતિશય છે તેજ સુખ છે; અલ્પ અધિક તૃષ્ણાનો હેતુ છે, ને તૃષ્ણા દુઃખનુંજ બીજ છે તેથી અલ્પમાં સુખ નથી; આથી પરમાર્થાખ્ય નિરતિશયજ સુખ છે.) ઇત્યાદિ શ્રુતિઓથી ગોવિન્દ પરમેશ્વરનું નિરતિશયાનંદ સ્વરૂપ વર્ણન કરતા છતા શ્રી ભગવાન આચાર્ય મહારાજ '**परमानन्दं**' વિશેષણથી સ્તુતિ કરે છેઃ—

**परमानन्दं** નામઃ—જેનાથી અન્ય કોઈ અતિશય—ઉત્કૃષ્ટ આનન્દસ્વરૂપ નથી એવા.

ઉપરોક્ત સત્યાદિલક્ષણવાળા શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ ગોવિન્દ ભગવાન્‌ને હે લોકો! તમો '**प्रणमत**' નામઃ—વિશેષ કરીને શ્રદ્ધાભક્તિ પુરઃસર પ્રણામ કરો. ૧

---

પૂર્વ શ્લોકમાં દેશાદિ ત્રિવિધ પરિચ્છેદશૂન્ય, અને બ્રહ્માથી સ્થાવરપર્યન્ત સર્વ ચરાચર જગત્ વિષે વ્યાપક એવું, જે અખંડ અવિનાશી સચ્ચિદાનન્દ સ્વયંજ્યોતિઃ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપ છે તેનું વર્ણન કર્યું; પરંતુ તેમાં મન્દમતિવાળા જીવોના અન્તઃકરણનો પ્રવેશ થવો અતિદુર્લભ હોવાથી તે અલ્પમતિમાન્ જીવોના હિતાર્થે પરમકારૂણિક જગદ્ગુરૂ ભગવાન્ શ્રીશંકરાચાર્ય મહારાજ, તે અદ્વિતીય પરમાત્માએ



સ્વેચ્છાવડે ગ્રહણ કરેલા શરીરના લીલાવિહારને વર્ણન કરવાને વાસ્તે પ્રથમ તેઓની માતુશ્રીએ કરેલી શીક્ષાને વર્ણવતા છતા દ્વિતીય શ્લોકનો આરંભ કરી સ્તવન કરે છે:—

**मृत्स्नामत्सीहेति यशोदाताडनशैशवसंत्रासं ।**
**व्यादितवक्त्रालोकितलोकालोक चतुर्दशलोकालिम् ॥**
**लोकत्रयपुरमूलस्तंभं लोकालोकमनालोकं ।**
**लोकेशं परमेशं प्रणमत गोविन्दं परमानन्दम् ॥२॥**

**શ્લોકાર્થ**:—હે કૃષ્ણ! દુધ દહીં માખણાદિ સમસ્ત ખાદ્ય પદાર્થોવડે યુક્ત એવા આ ઘરમાં તું મૃતિકાને ખાય છે? શા માટે દુગ્ધાદિ નાનાવિધ ભોગ્ય પદાર્થોને ત્યજીને મૃતિકા ખાવામાં હારી પ્રવૃત્તિ થાય છે? કેમ! અદ્યાપિ પર્યન્ત તું હારા બાળ સ્વભાવને ત્યજતો નથી! આ પ્રમાણે હાથમાં હાથ પકડીને ઉપાલંભ વચનોવડે યશોદા માતાએ કરેલી તાડનાથી—ધમકીથી—પ્રાકૃત બાળકની પેઠે બાળક સંબંધી ત્રાસયુક્ત એવા; અને તેથી 'મેં મૃતિકા ખાધી નથી, યદિ ન માનો તો મ્હારા મુખમાં જુઓ;' એમ કહીને વિકસિત—ખુલ્લા કરેલા મુખ વિષે, સૂર્યાદિવડે પ્રકાશ થાય છે એવા ભૂ: આદિ સાત ઉપરના, અને સૂર્યાદિવડે પ્રકાશ નહિ પામતા એવા



અતળ આદિ સાત નીચેના લોક, એવાં ચતુર્દશ ભુવનોની પંક્તિ જેમણે પોતાની માતા યશોદાને દેખાડી છે એવા; ત્રણ લોકરૂપી પુરના—ગૃહના—આધારરૂપ; તથા બ્રહ્મલોક પર્યન્તના સમસ્ત લોકના પ્રકાશક; અને પોતે અન્ય કોઇના પ્રકાશથી પ્રકાશિત નહિ એવા—સ્વયંપ્રકાશ સ્વરૂપ; સમગ્ર લોકને પ્રેરણા કરવાવાળા જગદીશ્વર; સર્વોત્કૃષ્ટ બ્રહ્મસ્વરૂપ, અથવાઃ—ઇન્દ્રાદિક દેવથી ઉત્કૃષ્ટ એવા બ્રહ્માદિ દેવતાઓના પણ નિયંતા; એવા નિરતિશય આનંદસ્વરૂપ શ્રી ગોવિન્દ ભગવાન્‌ને હે લોકો! ત્હમો વિશેષ કરીને શ્રદ્ધા ભક્તિપુરઃસર પ્રણામ કરો. ૨

મૂલ શ્લોકનો અન્વયાર્થઃ—હે કૃષ્ણ! '**इह**' દુધ દહીં માખણાદિ સમસ્ત ખાદ્ય પદાર્થોવડે યુક્ત એવા આ ગૃહમાં તું '**मृत्स्नां**' મૃતિકાને '**अत्सि**' ભક્ષણ કરે છે? દુગ્ધાદિ નાનાવિધ ભોગ્ય પદાર્થોને ત્યજીને મૃતિકા ખાવામાં ત્હારી શા માટે પ્રવૃત્તિ થાય છે? કેમ! હજુ સુધી તું ત્હારા બાળસ્વભાવને ત્યજતો નથી? '**इति**' આ પ્રમાણે હાથમાં હાથ પકડી '**यशोदा ताडनशैशवसंत्रासं**' યશોદા માતાએ કરેલી તાડનાથી—ધમકીથી—પ્રાકૃતબાળકની પેઠે બાળકસંબંધી ત્રાસયુક્ત એવા. શ્રી ભાગવતના દશમસ્કંધમાં કહ્યું છે કેઃ—"**सा गृहीत्वा करे कृष्णमुपालंभ्य हितैषिणी । यशोदाम-**

**यसंभ्रान्त प्रेक्षणाक्षमभाषत ॥ कस्मान्मृदमदान्तात्मन्भवान्भक्षितवान् रहः ॥ अ० ८ श्लो० ३३ ॥"**
હિતેચ્છુ એવાં તે યશોદાજી, જેનાં નેત્રો ભયથી ચકરવકર થયેલાં હતાં એવા શ્રીકૃષ્ણને હાથમાં પકડીને ઠપકો આપતાં કહેવા લાગ્યાં કે:—' અરે અટકચાળા બાળબુદ્ધિવાળા કૃષ્ણ ! તું એકાન્તમાં શામાટે મૃતિકાને ખાય છે ? ઇતિ.

નિત્યતૃપ્ત આપ્તકામ એવા શ્રીકૃષ્ણ ભગવાનને મૃતિકા ભક્ષણરૂપ ક્રિયા અનુચિત હોવા છતાં, તેમની મૃતિકા ભક્ષણ વિષે કયા હેતુથી પ્રવૃત્તિ હશે વારૂ ? આવી આશંકાના નિવારણ વાસ્તે, પોતાનું સર્વશક્તિમત્ત્વ પ્રદર્શિત કરવાને અર્થે મૃતિકા ભક્ષણ નિમિત્તવડે પોતાને વિષે શ્રી કૃષ્ણ, વિશ્વરૂપ દેખાડતા હવા; એમ કહેતા છતા આગલા પદથી સ્તવે છે:—

**'व्यादितवक्त्रालोकितलोकालोक चतुर्दशलोकालिम्'** નામ:—' હે માતા ! મેં મૃતિકા નથી ખાધી, યદિ ન માનો તો મ્હારા મુખપ્રતિ દૃષ્ટિ કરો;' એમ કહીને વિકસિત—ખુલ્લા—કરેલા મુખ વિષે લોકાલોક ( સૂર્યાદિવડે પ્રકાશ થાય છે એવા ભૂ: ભુવ: સ્વ: મહ: જન: તપ: સત્યં, એ ઉપરના સાતલોક, અને અલોક એટલે સૂર્યાદિવડે પ્રકાશ નહિ પામતા એવા અતળ, વિતળ, સુતળ, તળાતળ, રસાતલ, મહાતલ, ને


પાતાળ, એ નીચેના સાતલોક ) એવાં ચતુર્દશ ભુવનોની પંક્તિ જેમણે પોતાની માતા યશોદાને દેખાડી છે એવા.

આધેયવસ્તુની અપેક્ષાથી આધારવસ્તુનું નિયમથી વિસ્તૃતત્વ હોય છે; તેથી મુખના સ્વલ્પદ્વારમાં ચતુર્દશલોક ભગવાને કેવી રીતે દેખાડ્યાં હશે ? એવી આશંકા કરીને, " **परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च । श्वे० उ० ६–८ ॥** " ( આ પરમાત્માની ઉત્કૃષ્ટશક્તિ શાસ્ત્રમાં વિવિધજ સંભળાય છે, અને તે અનાદિ સિદ્ધ જ્ઞાનક્રિયા–સર્વ વિષયના જ્ઞાનમાં પ્રવૃત્તિ, અને બળક્રિયા–પોતાની સન્નિધિમાત્રવડે સર્વને વશ કરીને નિયમમાં પ્રવર્ત્તાવવારૂપ કર્મ–છે. ) ઇત્યાદિ શ્રુતિથી તેમનું અનંત શક્તિપણું હોવાથી સર્વલોકની સ્થિતિના હેતુભૂત ભગવાન્‌ને કોઈપણ વસ્તુ અનુપપન્ન નથી; એવા અભિપ્રાયથી આગલા વિશેષણથી સ્તુતિ કરે છે:—

**लोकत्रयपुरमूलस्तंभं** નામ:–ત્રણલોકરૂપી પુરના–ગેહના-આધારરૂપ. ' **यस्मिँल्लोका अधिश्रिता इति । श्वे० उ० ४–१३ ॥** ' ( જે પરમાત્મામાં આ ભૂરાદિલોકો અધ્યરત છે. ) ઇત્યાદિ શ્રુતિ આત્માને સર્વલોકની સ્થિતિના હેતુભૂત પ્રબોધે છે.



સ્વકાર્યપ્રતિ અજ્ઞાનનું પણ સ્થિતિહેતુત્વ લોકમાં ને શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે; તો અહીં '**लोकत्रयपुर०**' ઇત્યાદિ પદવડે કેમ અજ્ઞાન વર્ણવો છો ? એવી શંકા થાય, તેના સમાધાનને અર્થે '**लोकालोकं**' વિશેષણ યોજ્યું છેઃ–

**लोकालोकं** નામઃ–બ્રહ્મલોક પર્યન્તના સમસ્તલોકોને જેમણે પ્રકાશિત કર્યા છે એવા. અહીં '**यदादित्यगतं तेजो-जगद्भासयतेऽखिलम् ।' भ० गी० १५–१२ ॥** ( સૂર્યની બહાર ને અંતર સર્વ તરફ વ્યાપીને વર્ત્તતું જે તેજ છે તે નિખિલ જગત્‌ને પ્રકાશ કરી રહ્યું છે. ) ઇત્યાદિ ભગવદ્વચનથી તે જ પરમાત્મા સૂર્યાદિરૂપે સર્વને પ્રકાશ કરનાર છે; એવો ભાવ છે.

**' न तत्र सूर्यो भाति न चन्द्रतारकं । ' मुं० उ० २–२–१० ॥** ( તે પરમાત્માને જડપદાર્થોનો પ્રકાશક સૂર્ય પ્રકાશી શકતો નથી, તેમ ચંદ્ર અને તારાઓ પણ પ્રકાશ કરી શકતા નથી. ) ઇત્યાદિ શ્રુતિનો આશ્રય કરીને તે અદ્વિ-તીય પરમાત્માને પ્રકાશાન્તરની અપેક્ષા નથી. એમ નિરૂપણ કરતા છતા આચાર્ય ભગવાન્ '**अनालोकं**' વિશેષણ યોજી સ્તવન કરે છેઃ—

**अनालोकं** નામઃ—અન્ય કોઈના પ્રકાશથી પ્રકાશિત નહિ એવા સ્વયંપ્રકાશ સ્વરૂપ.



'**भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्य्यः। भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चमः।**" **तै० उ० ब्र० २–८** ॥ ( આ બ્રહ્મના ભયવડે વાયુ નિયમિત વાય છે, ને ભયવડે સૂર્ય નિયમિત ઉદય થાય છે; તથા આ બ્રહ્મની ભીતિવડે અગ્નિ દહનાદિ કર્મ કરે છે, ને ઇન્દ્ર વર્ષાદિ સ્વકાર્ય કરીને ત્રિલોકનું રક્ષણ કરે છે, ને તે ચારની અપેક્ષાએ પાંચમો મૃત્યુ, જેનું આયુષ ક્ષીણ થયું છે એવા પ્રાણિપ્રતિ શીઘ્ર જાય છે. ) ઇત્યાદિ શ્રુતિઓ વાયુ આદિક દેવો પણ પરમાત્માને આધીન છે, એમ પ્રતિપાદન કરે છે; તેને જણાવતા છતા '**लोकेशं**' વિશેષણ યોજી સ્તવન કરે છેઃ–

**लोकेशं** નામઃ—સમગ્ર લોકને પ્રેરણા કરવાવાળા જગત્‌ના ઇશ્વર–સર્વ લોકના સ્વામી–સર્વના નિયન્તા.

જ્યારે સૂર્ય અગ્નિ વાયુ આદિ પૂજ્યતમાદિક દેવોને પણ ભીતિનું કારણ પરંબ્રહ્મ છે, ત્યારે અન્ય લોકોને ભયનું હેતુ હોય તેમાં તો કહેવુંજ શું ! ! ! આવા આશયથી ઉપ-રોક્ત શ્રુતિમાં વાતાદિ દેવોનું કથન કરેલું છે.

વાયુ આદિક દેવતાઓના ભય હેતુત્વમાં લિંગ દેખાડ-વાને અર્થે '**परमेशं**' વિશેષણ યોજે છેઃ—



**परमेशं** નામઃ—સર્વોત્કૃષ્ટ બ્રહ્મ રાજાથી ભૃત્યો—અનુચરો—જેમ ભય પામે છે; તેમ તે પરમેશ્વરથી વાયુ આદિ દેવગણો પણ ભીતિ પામે છે; એવો અહીં ભાવ છે.

" **तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतं । पतिं पतीनां परमं परस्ताद्विदाम देवं भुवनेशमीड्यम् ॥ " श्वे० ६-७ ॥**

(હિરણ્યગર્ભાદિ નિયંતાઓના ઉત્કૃષ્ટ ને મહાન્ નિયન્તા, અને અગ્નિ ઇન્દ્રાદિ દેવોના પરમ દૈવતરૂપ, તથા પ્રજાપતિ રૂપ પતિઓના પતિ, માયાથી ઉત્કૃષ્ટ, સ્વયંપ્રકાશ, ભુવનોના નિયંતા, ને સ્તુત્ય, એવા તે પરમાત્માને અમે જાણતા હવા.) ઇત્યાદિ શ્રૂતિથી પરમેશ્વરનું સર્વેશ્વરત્વ સિદ્ધ છે.

અથવાઃ—' **हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ॥** ' ( હિરણ્યગર્ભ સર્વના આદિમાં ઉત્પન્ન થયા, ને સર્વ ભૂતના અદ્વિતીય પતિરૂપે રહ્યા.) ઇત્યાદિ મંત્રવડે હિરણ્યગર્ભનું સર્વેશ્વરત્વ શ્રવણ ગોચર થાય છે, તેથી તેમનાથી અન્ય કોઇ ઇશ્વર નથી; એમ આશંકા થાય તેની નિવૃત્તિને વાસ્તે ' **परमेशं** ' વિશેષણ યોજ્યું છેઃ—

**परमेशं** નામઃ—ઇન્દ્રાદિકથી ઉત્કૃષ્ટ એવા બ્રહ્માદિ દેવતાઓના પણ નિયંતા. " **यो ब्रह्माणं विदधाति पूर्वं**



**यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।" श्वे० उ० ६–१८ ॥** ( જે પરમાત્મા સૃષ્ટિની આદિમાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે, અને જે તેમને પ્રસિદ્ધ વેદો આપે છે. ) ઇત્યાદિ શ્રુતિથી બ્રહ્માના ઉપદેશક શ્રવણ કરાયાથી, અને " **यः सर्वज्ञः सर्ववित् । मु० उ० १–९ ॥** ( જે પરમાત્મા માયાનામની ઉપાધિવડે સર્વને જાણે છે તેથી સર્વજ્ઞ, અને અવિદ્યાનામની ઉપાધિવડે અનંત જીવભાવને પામીને પોતાની ઉપાધિવડે રચેલા સર્વને જાણે છે તેથી સર્વવિત્ છે. ) ઇત્યાદિ શ્રુતિથી આત્માનું સર્વજ્ઞત્વ શ્રવણ કરાય છે તેથી, તે પરમાત્મા સર્વેશ્વર–પરમેશ છે, એવો અહીં ભાવ છે.

ઉપરોક્ત લક્ષણવાળા '**परमानन्दं**' નિરતિશયાનંદસ્વરૂપ એવા, '**गोविन्दं**' શ્રીગોવિન્દ ભગવાન્‌ને '**प्रणमत**' શ્રદ્ધા ભક્તિપૂર્વક હે લોકો ! તમો વિશેષ કરીને નમસ્કાર કરો. ૨.

સર્વ અનર્થોની નિવર્ત્તકતાવડે પણ શ્રીગોવિન્દ ભગવાન્‌નું સર્વેશ્વરત્વ પ્રતિપાદન કરતા છતા તૃતીય શ્લોકનો આરંભ કરી ભગવાન્ આચાર્ય સ્તવન કરે છેઃ—

**त्रैविष्टपरिपुवीरघ्नं क्षितिभारघ्नं भवरोगघ्नं ।**
**कैवल्यं नवनीताहारमनाहारं भुवनाहारम् ॥**

**वैमल्यस्फुट चेतोवृत्तिविशेषाभासमनाभासं ।**
**शैवं केवलशान्तं प्रणमत गोविन्दं परमानन्दम् ॥३॥**

શ્લોકાર્થ:—સ્વર્ગવાસી ઈન્દ્રાદિક દેવતાઓના શત્રુઓમાં પણ અતિશૂરતમ રાવણાદિક અસુરોનો વિનાશ કરનાર અને કંસાદિકનો વિધ્વંસ કરી પૃથ્વીના ભારનો વિનાશ કરનાર; સદ્‌ગુરૂની પ્રાપ્તિ પુરઃસર તત્ત્વમસ્યાદિ મહાવાક્યના શ્રવણજન્ય આત્મ સાક્ષાત્કારવડે સંસાર રોગને નાશ કરનાર પરમ વૈદ્યરૂપ; નિરૂપાધિક સચ્ચિદાનન્દ બ્રહ્મસ્વરૂપ—મોક્ષસ્વરૂપ; યશોદા માતાએ આપેલા તાજા માખણનો આહાર કરવાવાળા, અથવા:—નૂતન શરીરવડે નિરંતર પ્રાપ્ત થયેલા વિષયોના ભોક્તા; વસ્તુતસ્તુ આહારથી રહિત—સાક્ષીસ્વરૂપ; સ્થાવર જંગમાત્મક સકલ બ્રહ્માંડોનું ભક્ષણ કરનાર—સર્વના સંહારના કારણભૂત; શ્રી સદ્‌ગુરૂના અનુગ્રહથી કર્મોપાસનાદ્વારા રાગદ્વેષાદિ મલરહિત થયેલા અત્યન્ત નિર્મલ અંતઃકરણની વૃત્તિમાં જેમનું સ્વરૂપ પ્રકટ થાય છે (અનુભવાય છે) એવા; મનસહિત ચક્ષુરાદિ ઇન્દ્રિયોના અવિષયરૂપ; કલ્યાણ સ્વરૂપ; દેહાદિ કાર્યવર્ગથી રહિત, અને અવિદ્યાદિ દોષોથી રહિત,—નિરૂપાધિક ચિન્માત્રરૂપ; તથા નિરતિશય આનન્દ-



સ્વરૂપ એવા શ્રી ગોવિન્દ ભગવાન્‌ને, હે લોકો ! તમો વિશેષ કરીને શ્રદ્ધાભક્તિપૂર્વક નમન કરો. ૩.

**મૂલ શ્લોકનો અન્વયાર્થઃ–'त्रैविष्टप रिपुवीरघ्नम्'** નામઃ–સ્વર્ગમાં નિવાસ કરનારા ઇન્દ્રાદિક દેવતાઓના શત્રુઓમાં પણ અતિશૂરતમ રાવણાદિક દાનવોનો વિનાશ કરનાર; અને '**क्षितिभारघ्नं**' નામઃ–પૃથ્વીના ભારરૂપ કંસાદિકનો વિધ્વંસ કરી ભૂમિના ભારને નિવૃત્ત કરનાર; અહીં દુષ્ટજનકૃત અનર્થોના નિવર્ત્તકત્વવડે શ્રીભગવાન્‌નું જગત્‌પાલકત્વ કથન કર્યું છે.

સંસારરૂપ જન્મમરણાદિક રોગનું વિદ્યમાન પણું હોવાથી કેવળ દુષ્ટજનોના સંહારરૂપી કર્મથી સકલ અનર્થની નિવૃત્તિનો તો અસંભવ છે; એવી આશંકા થયે, '**भवरोगघ्नं**' વિશેષણ કથન કરે છેઃ—

**भवरोगघ्नं** નામઃ–જન્મમરણાદિરૂપ સંસારનામારોગ અતિ અનર્થકારી હોવાથી મહાવ્યાધિરૂપ છે, તેનો વિનાશ કરનાર; અર્થાત્ સદ્‌ગુરૂની પ્રાપ્તિ પુરઃસર તત્ત્વમસ્યાદિ મહાવાક્યના શ્રવણજન્ય આત્મસાક્ષાત્કારવડે સંસાર રોગને વિદારણ કરનાર પરમ વૈદ્યરૂપ. અહીં એવો આશય છે કેઃ–પ્રાકૃતવૈદ્ય વાતપિત્તાદિજન્ય રોગનો વિનાશ કરે છે, પરંતુ

સંસાર રોગનો વિધ્વંસ કરવા સમર્થ થતા નથી; વળી તે વાતાદિજન્ય રોગની નિવૃત્તિ પણ ઔષધાદિદ્વારા તે કરે છે; તે પણ સર્વેના રોગ નિવારણ થતા હોય એમ તો દેખવામાં આવતું નથી, કેમકે કેટલાક રોગી ઔષધ સેવન કરતાછતા પણ મૃત્યુને વશ થાય છે; પરંતુ આ સદ્‌ગુરૂ ગોવિન્દ ભગવાન્ તો ઔષધિવિના કેવળ સ્વદર્શનમાત્રવડે સંસારરોગને નિવૃત્ત કરે છે, તેથી તેઓનું પરમવૈદ્યત્વ કથન કરેલું છે.

" **ते तु तं ज्ञात्वाऽमृता भवन्ति ।** " ( તે આત્મવેત્તાઓ પરમાત્મતત્ત્વને જાણીને મરણભાવરહિત થાય છે. ) ' **ब्रह्मविदाप्नोति परम् ।** ' **तै० उ० ब्र० २–१ ॥** (બ્રહ્મવેત્તા પરંબ્રહ્મને પામે છે. )

'**भिद्यतेहृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥** ' **मु० उ० २–२–८ ॥** (સર્વદા અન્યની અપેક્ષાવડેજ ઉત્કૃષ્ટ એવું હિરણ્યગર્ભ પદ પણ જેનાથી અવર–નિકૃષ્ટ–છે એવા, અથવાઃ–કારણ કાર્યરૂપે વર્ત્તમાન એવા પરમાત્મા હું છું એમ, તે પરંબ્રહ્મનો સાક્ષાત્કાર થયેસતે, આ વિદ્વાન્‌ની અનાદિ અવિદ્યારચિત ચેતન અહંકારના પરસ્પર તાદાત્મ્યાધ્યાસરૂપ હૃદયગ્રંથિ વિનષ્ટ થાય છે; ને જ્ઞેય વિષયક સંશયો છેદાઇ જાય છે; અર્થાત્


આત્મા સાક્ષી છે વા દૃશ્ય છે ? આત્મા કર્ત્તા ભોક્તા છે યા નહિ ? યદિ સર્વનો સાક્ષી હોય તોપણ તે બ્રહ્મરૂપ છે કે કેમ ? કદાચ તે બ્રહ્મસ્વરૂપ હોય તોપણ બ્રહ્મરૂપે અનુભવવાને યોગ્ય છે વા નહિ ? કદી તે જાણવાને શક્ય હોય તોપણ તેના કેવળ જ્ઞાનથી મુક્તિ સંભવે છે વા નહિ ? યદિ અકર્ત્તા અભોક્તા હોય તથાપિ દેહના સંબંધથી સુખદુ:ખનો અનુભવ તેને થાય છે કે નહિ ? ઇત્યાદિરૂપ આત્મવિષયક સર્વ વિકલ્પો નાશ પામે છે; તથા સંચિત આગામિરૂપ સર્વકર્મો પણ ક્ષય પામે છે. ) ' **तमेव विदित्वातिमृत्युमेति ॥ ज्ञात्वादेवं मुच्यते सर्वपाशैः ॥** ' **श्वे० ६–१५–१३ ॥** ( તે પરમાત્માને જ જાણીને પુરૂષ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. સ્વયંપ્રકાશ આત્માને જાણીને પુરૂષ અવિદ્યા કામ કર્મરૂપ સર્વ પાશોથી મૂકાય છે. ) ' **तरति शोकमात्मवित् ।** ' **छां० उ० ७–१–३ ॥** (આત્મતત્ત્વના જ્ઞાતા મનના પરિતાપરૂપ અકૃતાર્થપણાની બુદ્ધિને ઉલ્લંઘન કરે છે.) ' **ब्रह्मवेदब्रह्मैव भवति ।** ' **मु० ३–२–९ ॥** ( ' હું બ્રહ્મસ્વરૂપ છું, ' એમ પરંબ્રહ્મને સાક્ષાત્ જે જાણે છે, તે બ્રહ્મસ્વરૂપજ થાય છે.) ઇત્યાદિ શ્રુતિઓ શ્રીગોવિન્દ પરમાત્માનું પરમવૈદ્યત્વ પ્રબોધન કરે છે.

નિવૃત્ત થયેલો છે સંસાર રોગ જેનો એવા પુરૂષે



'કંઠચામીકર'* ન્યાયવડે તેજ પરમાત્મા પ્રાપ્ત કરવાને યોગ્ય છે; એમ કહેતા છતા **'कैवल्यं'** પદ યોજી સ્તુતિ કરે છેઃ–

**कैवल्यं** નામઃ—નિરૂપાધિક સચ્ચિદાનન્દ બ્રહ્મસ્વરૂપ–મોક્ષસ્વરૂપ. **'सा काष्ठा सा परागतिः।' क० उ० १–३–११ ॥** ( તે સ્વરૂપભૂત આત્મા સર્વપરત્વોની વિશ્રાંતિ ભૂમિ નામ અવધિ છે, તેથી તે ગંતવ્યફળ સ્વરૂપ ઉત્કૃષ્ટ ગતિ છે. ) **'मुक्तानां परमागतिः।'** ( મુક્તપુરૂષોની ઉત્કૃષ્ટ ગતિ છે. ) ઇત્યાદિ શ્રુતિઓથી આત્માનું કૈવલ્યત્વ સિદ્ધ છે.

**'त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी।' श्वे० उ० ३–४ ॥** ( હે પરમાત્મા ! તહમે સ્ત્રી છો, તહમે પુરૂષ છો, તહમે કુમાર છો, અને કુમારી પણ તહમે જ છો. ) ઇત્યાદિ શ્રુતિઉક્ત કુમારરૂપવડે ગોપીકાઓના ગૃહમાં નવનીત–માખણ–આદિ ખાદ્ય પદાર્થોને પ્રભુ ભક્ષણ કરનાર છે; એમ **'नवनीताहारं'** પદથી સૂચવતા છતા શ્રી આચાર્ય તેમનું સ્તવન કરે છેઃ—

**नवनीताहारं** નામઃ—મથન કરેલા દધીમાંથી તત્કાલ

---

* कण्ठ चामीकर न्यायः । यथा कण्ठगतं हेमभूषणमज्ञानाद प्राप्तमिव कण्ठे तं पश्येत्युपदेशाज्ज्ञातं प्राप्तमित्युपचर्यते तथा प्रकृतेऽपीत्यर्थः ॥

કાઢીને યશોદા માતુશ્રીએ ખાવાને યોગ્ય આપેલો માખણરૂપ આહાર છે જેમનો એવા.

અથવાઃ-**नवनीताहारं** નામઃ-નૂતન શરીરવડે નિરંતર પ્રાપ્ત થયેલા વિષયસમૂહનો જેમને આહાર છે એવા; અર્થાત્ **"तयोरन्यः पिप्पलं स्वाद्वत्तीति ।" मुं०उ०३-१-१ ॥** ( તે પક્ષિરૂપે વર્ણવેલા જીવ ઇશ્વરના મધ્યે ઇશ્વરથી ભિન્ન એવો સૂક્ષ્મશરીરરૂપ ઉપાધિવાળો જીવ સુખ દુઃખાત્મક કર્મ ફળને જેમ સ્વાદુ હોય તેમ અવિવેકથી ભોગવે છે.) ઇતિ શ્રુતિ-વચનાનુસાર અવિદ્યાદશામાં વિષયમાત્રના ભોક્તારૂપ.

પરંબ્રહ્મનું જીવની સાથે અભેદપણું માને છતે જીવની સમાન બ્રહ્મને પણ સુખદુઃખાદિ કર્મફળનું ભોક્તૃત્વ ઘટશે; આવી આશંકાના સમાધાન વાસ્તે **"सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः । एकस्तथा सर्व भूतान्तरात्मा न लिप्यते लोक दुःखेन बाह्यः ॥" क० उ० २-५-११ ॥** ( પ્રકાશવડે ઉપકારી હોવાથી ને દેવતારૂપે ચક્ષુ વિષે સ્થિત રહેવાથી સર્વપ્રાણિમાત્રના ચક્ષુરૂપ સૂર્ય છે; તે સૂર્ય જેમ નિષિદ્ધદર્શનદ્વારા ચક્ષુજન્ય પાપાત્મક બાહ્ય દોષોવડે, ને અશુચિ વસ્તુના સંસર્ગજન્ય અશુચિત્વાદિ દોષોવડે દુષિત થતો નથી, અર્થાત્ લેપાયમાન્ થતો નથી;



તેમ સજાતીયાદિ ભેદ રહિત એવો સર્વપ્રાણિઓનો અન્તરાત્મા, બુદ્ધિમાં સ્થિત થકો સર્વભૂતોને નાનાવિધ અર્થોના પ્રકાશનવડે ઉપકાર કરતો છતો પણ દેહના કર્તૃત્વ ભોક્તૃત્વ જન્મમરણાદિ વિવિધ દુઃખોવડે લેપાતો નથી; જેથી આત્મા વસ્તુતઃ દેહદ્વયના સંબંધથી રહિત છે.) ઇત્યાદિ શ્રુતિથી તે સર્વભૂતાત્માને સુખદુઃખાદિકના અનુભવના હેતુભૂત મિથ્યાજ્ઞાનનો અભાવ હોવાથી સુખદુઃખાદિક કર્મફળના ભોક્તૃત્વની પ્રાપ્તિ વાસ્તવતાથી સંભવતી નથી; એવા અભિપ્રાયથી '**अनाहारं**' વિશેષણ પદ યોજ્યું છેઃ—

**अनाहारं** નામઃ—વાસ્તવિકતો આહારથી રહિત—સાક્ષિરૂપ. "**अनश्नन्नन्योऽभिचाकशीति ।**" **मुं० उ० ३–१–१ ॥** (જીવથી વિલક્ષણ, નિત્ય શુદ્ધ સ્વભાવવાન્ ઇશ્વર સુખ દુઃખાત્મક કર્મફળને નહિ ભોગવતો છતો માત્ર જુએ છે.) ઇત્યાદિ શ્રુતિએ આત્માનું કર્તૃત્વ ભોક્તૃત્વથી રહિતપણું કથન કરી કેવળ ચિન્માત્રત્વં પ્રબોધેલું છે.

પ્રસિદ્ધ ઓદનાદિ આહાર વિષે રહેલા વિનાશ્યત્વની સાથે સમાનતા હોવાથી કાર્યમાત્રનું આહારત્વ છે; એવા અભિપ્રાયથી બ્રહ્મનું સર્વસંહારકારણત્વ દ્યોતન કરતા છતા '**भुवनाहारं**' વિશેષણ યોજે છેઃ—



**भुवनाहारं** નામ:—સકલ ચરાચરાત્મક જગત્ જેમનો આહાર—ભક્ષ્ય છે એવા; અર્થાત્ સર્વના સંહારનું કારણ એવા.

"**अत्ता चराचर ग्रहणात्।**" **ब्र०सू० १—२—९॥** (સ્થાવર જંગમનું ગ્રહણ હોવાથી ભક્ષણ—સંહાર—કરનાર પરમાત્મા છે.) "**ग्रसिष्णु प्रभाविष्णु च।**" (અજ્ઞાન દશામાં તે જ જ્ઞેય બ્રહ્મ રજ્જુની પેઠે આરોપિત આકારવડે પ્રતીત થાય છે, અર્થાત્ અજ્ઞદશામાં બ્રાન્ત પુરૂષોને રજ્જુ જેમ સર્પાદિ આકારે ભાસે છે, તેમ તે બ્રહ્મ પ્રપંચાકાર ભાસે છે. તથા તેજ બ્રહ્મ પ્રબોધદશામાં—અધિષ્ઠાનના યાથાત્મ્ય સંદર્શન કાલ વિષે—આરોપિત સર્વ પદાર્થોનો પોતાના વિષે તિરોભાવ કરે છે, અર્થાત્ જ્ઞાનદશામાં કલ્પિત સર્વ જગત્નો પોતાને વિષે સંહાર કરે છે.) '**यस्य ब्रह्म च क्षत्रं चोभे भवत ओदनःमृत्युर्यस्योपसेचनमिति।**' **क०उ० १—२—२४॥** (જે ઇશ્વરનો બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્ને, અર્થાત્ બ્રાહ્મણ ક્ષત્રિય ઉપલક્ષિત ચરાચર જગત્, ઓદન—ભાત (ભોજન) છે; અને સર્વનો સંહારક મૃત્યુ જેનું શાક દાળ છે.) ઇત્યાદિ સૂત્ર, ભગવદ્વાક્ય અને શ્રુતિ, પરમાત્માનું સર્વસંહારકારણત્વ દ્યોતન કરે છે.

પૂર્વોક્ત પ્રકારે નિરૂપણ કરેલા પરંબ્રહ્મની ઉપલબ્ધિ ક્યાં થાય છે ? એવી આકાંક્ષા થયે સતે '**आचार्यवान् पुरुषो**

**वेद ।' छां० उ० ६-१४-२ ॥** ( આચાર્યવાળો અર્થાત્ આચાર્યના ઉપદેશયુક્ત થયેલો પુરૂષ સૂક્ષ્મ આત્મતત્વને જાણે છે. ) '**दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ।' क० उ० १-३-१२ ॥** ( આ આત્મા, પરમ સૂક્ષ્મવસ્તુને જોવાના સ્વભાવવાળા સૂક્ષ્મદર્શિ પંડિતોથી ગુરૂ ઉપદિષ્ટ મહાવાક્યજન્ય એવી, અને સૂક્ષ્મપદાર્થ ગ્રહણ કરવાના સામર્થ્યવાળી નિશ્ચયાત્મિક બુદ્ધિવડે પ્રત્યક્ષરૂપે સાક્ષાત્કાર કરાય છે.) ઇત્યાદિ શ્રુતિઓથી આચાર્યપ્રસાદવડે વિશુદ્ધ થયેલી બુદ્ધિવિષે તે આત્મા અનુભવાય છે, એમ પ્રબોધન કરવાને વાસ્તે '**वैमल्यस्फुट चेतोवृत्तिविशेषाभासं**' પદ કથન કર્યું છેઃ—

**वैमल्यस्फुट चेतोवृत्तिविशेषाभासं** નામઃ—શ્રી સદ્‌ગુરૂના અનુગ્રહથી કર્મોપાસનાદ્વારા રાગદ્વેષાદિ મલરહિતતાવડે સ્ફુટ 'નામ તત્ત્વમસ્યાદિ મહાવાક્યદ્વારા અભિવ્યક્ત થયેલી એવી અન્તઃકરણની વૃત્તિમાં વિશેષ કરીને અપરોક્ષતાવડે જેમનો અનુભવ થાય છે એવા; અર્થાત્ રાગદ્વેષાદિ મલરહિત અત્યન્ત નિર્મલ ચિત્તવૃત્તિમાં જેમનું સ્વરૂપ પ્રકટ થાય છે એવા.

બુદ્ધિગ્રાહ્યત્વવડે તે પરમાત્માને પણ ઘટાદિકવત્ જડત્વા-

પત્તિ પ્રાપ્ત થશે; એવી આશંકાના સમાધાનાર્થે **'अनाभासं'** વિશેષણ યોજે છેઃ—

**अनाभासं** નામઃ—**'यस्यामतं तस्यमतं ।' कनोप० २–३ ॥** ( જેને બ્રહ્મ અજ્ઞાત છે તેને બ્રહ્મ જ્ઞાત છે; અર્થાત્ બ્રહ્મ અજ્ઞાત–જ્ઞાનનો અવિષય–છે, એમ જે બ્રહ્મવેત્તાનો નિશ્ચય છે, તે બ્રહ્મવેત્તાને બ્રહ્મજ્ઞાત છે. ) **'विज्ञातारमरे केन विजानीयात् ।' बृ० उ० ४–५–२५ ॥** ( અરે મૈત્રેયિ ! જે અદ્વય જ્ઞાનસ્વરૂપ વિજ્ઞાતા છે તે વિજ્ઞાતાને કોણ કયા કરણવડે જાણે ? કોઈ કોઇપણ કરણવડે ન જાણે.) ઈત્યાદિ શ્રુતિઓથી આત્માનું અદૃશ્યત્વ નિશ્ચયહોવાથી વિષયતાવડે જેમનું ભાન થતું નથી એવા; અર્થાત્ મનસહિત ચક્ષુરાદિ ઇન્દ્રિયોના અવિષયરૂપ. **'न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनः ।' तल० उ० १–३ ॥** ( બ્રહ્મ ચક્ષુનું પણ ચક્ષુ હોવાથી તેમાં ચક્ષુ ઇન્દ્રિય પ્રવૃત્તિ કરી શકતી નથી. વાણી પણ તે બ્રહ્મમાં ગતિ કરી શકતી નથી. તેમ મન પણ તેમાં જતું નથી, અર્થાત્ મન પણ તે બ્રહ્મ સંબંધી સંકલ્પ–વિચાર–મનન–કરવાને સમર્થ થતું નથી. ) ઈત્યાદિ શ્રુતિથી ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો અવિષય શ્રવણ કરાય છે; તેથી તેમનું સ્વતઃસ્ફુરણ સ્વરૂપ છે; એવો અહીં ભાવ છે.

પરમાત્માનું સ્વરૂપ અજ્ઞાત હોવાથી તેમનું ભજન કેવી રીતે કરવું ? આવી આશંકા ઉદ્ભવે છતે, તેમનું નિર્વિશેષસ્વરૂપ પ્રદર્શન કરવાને અર્થે '**शैवं केवलशान्तं**' પદો યોજે છે.

**शैवं** નામઃ—'**शिवं प्रशान्तममृतं ब्रह्म योनिम् ।**' **कै० उ० १-६ ॥** ( મંગળસ્વરૂપ, અવિદ્યાદિ દોષરહિત–વિક્ષેપાદિથી વર્જિત–અતિશાંત, ત્રિકાલાબાધ્ય–મરણ ધર્મ શૂન્ય, અર્થાત્ નિરતિશયાનંદ સ્વરૂપ; સર્વથી અધિક, વા પરિપૂર્ણ એવું, જગત્‌ના જન્માદિ કારણભૂત, જે પરમાત્મ સ્વરૂપ છે તેને....) ઇત્યાદિ શ્રુતિથી પરમાત્માનું મંગળસ્વરૂપ નિશ્ચિત હોવાથી શૈવં એટલે કલ્યાણ સ્વરૂપ એવા.

**केवलशान्तं** નામઃ—દેહાદિ કાર્યવર્ગથી શૂન્ય, અને અવિદ્યાદિ દોષ રહિત એવા, અર્થાત્ નિરૂપાધિક ચિન્માત્રરૂપ. '**साक्षी चेता केवलो निर्गुणश्च ।**' **श्वे० उ० ६-११ ॥** ( સર્વના દ્રષ્ટા, ચેતન સ્વરૂપ, નિરૂપાધિક, ને સત્વાદિ ગુણોથી રહિત પરમાત્મા છે. ) ઇત્યાદિ શ્રુતિ આત્માનું દેહાદિકથી રહિત ચિન્માત્ર સ્વરૂપ વર્ણવે છે.

ઉપરોક્ત લક્ષણવાળા '**परमानन्दं**' નિરતિશયાનંદ સ્વરૂપ એવા, '**गोविन्दं**' ગોવિન્દ પરમાત્માને '**प्रणमत**' હે લોકો ! શ્રદ્ધા ભક્તિ પુરઃસર તહમો પ્રણામ કરો. ૩.



ઉપરોક્ત રીતે પૂર્વ શ્લોકમાં દુષ્ટજનોના નાશકત્વવડે અર્થતઃ ભગવાન્‌ને પૃથિવીના પાલક કથન કર્યા. હવે પુનઃ કંઠરવથી તેજ વિષયને કહેતા છતા ચતુર્થ શ્લોકનો આરંભ કરી સ્તવન કરે છેઃ—

**गोपालं प्रभुलीलाविग्रहगोपालं कुलगोपालं ।**
**गोपीखेलनगोवर्द्धनधृतिलीलालालितगोपालम् ॥**
**गोभिर्निगदितगोविन्द स्फुटनामानं बहुनामानं ।**
**गोधीगोचरदूरं प्रणमत गोविन्दं परमानन्दम् ॥४॥**

**શ્લોકાર્થઃ**—પૃથિવીના પાલક; સર્વ સામર્થ્યવાન્ હોવાથી સ્વેચ્છાથી ગ્રહણ કરેલા શરીરવડે પૃથ્વીને, વા ગાયોને, વા વેદને, અથવા વેદમૂલક યજ્ઞાદિકને પાલન કરનાર; ગોકુલ દેશના રાજા, અથવાઃ—સ્વગોત્રના ગોપોને પુત્રત્વવડે શોભાવનાર, અર્થાત્ કુલ ભૂષણરૂપ, અથવાઃ—સજાતીય બાલકગણને અને ગાયોને અઘાસુર દૈત્યથી રક્ષણ કરનાર; અથવાઃ—પૃથ્વી વિષે લીન થવાવાળા શરીરનું અને ઇન્દ્રિયોનું પાલન કરનાર; ગોપીઓની સાથે વિહાર કરવાને અર્થે વનમાં ગયે સતે પ્રાપ્ત થયેલી વૃષ્ટિના પરિહાર વાસ્તે ગોવર્ધન પર્વતને ભૂમિ ઉપરથી ઉપાડી આંગળી ઉપર ધારણ કરી લીલાવડે ગોપાલોને—અ-



હીરોને—પાલન કરનાર, અર્થાત્ ગોવાળ લોકોને આનંદીત કરનાર એવા; વેદ વાક્યોએ જેમનું ગોવિન્દ એવું પ્રસિદ્ધ નામ ઉચ્ચારેલું છે એવા; અસંખ્યાત—અગણિત—નામવાળા, અથવાઃ—અવતાર ભેદથી રામ, કૃષ્ણ; મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહાદિ નામવાળા, અને જનક ભેદથી વાસુદેવ, દાશરથિ આદિ નામવાળા, તથા ક્રિયા ભેદથી કંસારિ, મુરારિ, મધુસૂદન, ગોવર્ધનધર, જનાર્દન, ગદાધર, વિશ્વકર્મા, ઇત્યાદિ અનંત નામવાળા; ચક્ષુરાદિ જ્ઞાનેન્દ્રિયોના અને વાગાદિ કર્મેન્દ્રિયોના તથા મન બુદ્ધિના અવિષય રૂપ; અને નિરતિશય સુખસ્વરૂપ એવા શ્રીગોવિન્દ પરમાત્માને હે જનો ! તહ્મો વિશેષે કરીને શ્રદ્ધા ભક્તિ પુરઃસર પ્રણામ કરો. ૪.

**મૂલ શ્લોકનો અન્વયાર્થઃ—गोपालं** નામઃ—પૃથિવીના પાલક, શરીરવિના પૃથ્વીને કેવી રીતે પાલશે ? એવી આશંકા થયે સતે '**प्रभु लीलाविग्रह गोपालं**' વિશેષણયોજી સમાધાન કરે છેઃ—

**प्रभु लीलाविग्रह गोपालं** નામઃ—'**कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः प्रभुः**'। આ પ્રમાણે સર્વપ્રકારનું સમર્થપણું હોવાથી લીલાવડે—સ્વેચ્છાથી—ગ્રહણ કરેલા શરીરવડે પૃથિવીને, વા ગાયોને, વા વેદને, વા વેદમૂલક યજ્ઞાદિકને પાલન કરનાર.



પુનઃ પ્રભુનું પાલકપણું '**कुलगोपालं**' વિશેષણથી સ્પષ્ટ કરે છેઃ-**कुलगोपालं** નામઃ-"**कुलं जनपदे गोत्रे सजातीयगणेष्वपीत्यभिधानात् ॥**" ગોકુલ દેશના રાજા, અથવાઃ-કુલ ગોપોને-સ્વગોત્રના ગોપોને-પુત્રત્વવડે શોભાવનાર, અર્થાત્ સ્વકુલભૂષણરૂપ;* અથવાઃ—સજાતીય બાલક ગણને અને ગાયોને અઘાસુરાદિ દૈત્યોથી રક્ષણ કરનાર; અથવાઃ-'**कौ पृथिव्यां लीयते इति कुलं शरीरं ।**' અર્થાત્ પૃથ્વીને વિષે લીન થવાવાળા શરીરને, અને ઇન્દ્રિયોને પાલન કરનાર.

હવે પુરાણ પ્રસિદ્ધ ગોપ ગોપીઓનું પાલન કહેતા છતા આચાર્ય ભગવાન્ '**गोपीखेलनगोवर्द्धनधृतिलीलालालितगोपालं**' વિશેષણ જોડી સ્તવન કરે છેઃ—

**गोपीखेलनगोवर्धनधृति लीलालालितगोपालं** નામઃ-ગોપીઓની સાથે વિહાર કરવાને અર્થે વનમાં ગયે સતે પ્રાપ્ત થયેલી વૃષ્ટિના પરિહારવાસ્તે ગોવર્ધન પર્વતને ભૂમિ ઉપરથી ઉપાડી આંગળી ઉપર ધારણ કરી લીલાવડે-ક્રીડા વિશેષવડે, ગોપાલોને-અહીરોને-પાલન કરનાર; અર્થાત ગોવાળ લોકોને આનંદીત કરનાર એવા.

---

* अलभूषणपर्याप्ति वारणेष्विातिधातोरूपमलयतीति ॥



ઇશ્વરવિના બળવાન્ પુરૂષથી પણ ગોવર્ધન પર્વત આંગળી ઉપર ઉઠાવવાને અશકય છે; જેથી અલ્પ બળવાળા પ્રાકૃત કુમારે ગોવર્ધન પર્વત કેવી રીતે ઉઠાવ્યો હશે ? આવી આશંકા થયે સતે તે ગોકુલકુમારનુંજ પરમેશ્વરપણું હોવાથી તેમનાથી અતિરિક્ત કોઇ ઇશ્વર નથીજ. એવા અભિપ્રાયથી તેમનું વેદોક્ત નામ ' **गोभिर्निगदितगोविन्दस्फुटनामानं** ' વિશેષણ જોડી સ્તવન કરે છેઃ—

**गोभिर्निगदितगोविन्दस्फुटनामानं** નામઃ—વેદ વચનોવડે જેમનું ગોવિન્દ એવું પ્રસિદ્ધ નામ ઉચ્ચારણ કરેલું છે એવા.

' **सर्वाण्येतानि नामानि परस्य ब्रह्मणो हरेः ।** ' (ભક્તોનાં દુઃખોને હરનારા પરબ્રહ્મ પરમાત્માનાં આ સર્વે નામો છે.) ઇત્યાદિ વચનથી તેમનાં અનેક નામ શ્રવણ કરાય છે; છતાં 'ગોવિન્દ' એવું એક નામ કેમ કહ્યું ? એ આશંકાનો પરિહાર કરવા ' **बहुनामानं** ' વિશેષણ યોજ્યું છે.

**बहुनामानं** નામઃ—' **स एव विष्णुः स प्राणः स कालाग्निः स चन्द्रमाः । स एव सर्वं यद्भूतं यच्च भाव्यं ।** ' **कै॰ उ॰ १-८** ॥ (તે પરમાત્માજ વિષ્ણુ, તે પ્રાણ, તે કાલરૂપી વૈશ્વાનર, તે ચન્દ્રમા, ને તેજ અખિલ જે ભૂતકાલીય

પદાર્થ તથા જે ભાવિ પદાર્થ તેમજ વર્ત્તમાન વસ્તુમાત્ર રૂપ છે. ) ઇત્યાદિ શ્રુતિથી તેમનું સર્વરૂપત્વ હોવાથી અસંખ્યાત-અગણિત-નામવાળા; અથવાઃ-અવતાર ભેદથી રામ, કૃષ્ણ, મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, ઇત્યાદિ નામવાળા; અને જનક ભેદથી વાસુદેવ, દાશરથિ ઇત્યાદિ નામવાળા; તથા ક્રિયા ભેદથી કંસારિ, મુરારિ, મધુસૂદન, ગોવર્ધનધર, ગદાધર, વિશ્વકર્મા, જનાર્દન, ઇત્યાદિ નાનાવિધ નામવાળા.

પૂર્વોક્ત પ્રકારે તેમને નામરૂપ સાથે સંબંધત્વ થવાથી '**असङ्गोह्ययं पुरुषः ।**' ( આ આત્મપુરૂષ અસંગ છે ) ઇત્યાદિ શ્રુતિઓ સાથે વિરોધાપત્તિ થશે ? આવી આશંકાના નિવારણ વાસ્તે કહે છે કેઃ—ભક્તોના ઉપર અનુગ્રહ કરવાને અર્થે નાનાવિધ નામરૂપનો સંબંધ છે; વસ્તુતસ્તુ તો નામ રૂપથી રહિતજ છે. એમ પ્રબોધન કરવા '**गोधीगोचरदूरं**' વિશેષણ યોજે છેઃ—

**गोधीगोचरदूरं** નામઃ-'**यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसासह । ' तै० उ० ॥** ( જે અદ્વયાનન્દરૂપ પરંબ્રહ્મથી મન સહિત વચનરૂપ વાણીઓ તેને નહિ પ્રાપ્ત થઇને પાછી ફરે છે. ) '**न चक्षुषा गृह्यते । नापि वाचा नान्यैर्देवैः । ' मुं० उ० ३-१-८ ॥** ( આત્મતત્વ અરૂપ



હોવાથી નેત્ર ઇન્દ્રિયદ્વારા કોઇ પણ પુરૂષવડે ગ્રહણ થઇ શકતું નથી; અવાચ્ય હોવાથી વાણીવડે કોઇથી ગ્રહણ થઈ શકતું નથી; તેમ અન્ય ઇન્દ્રિયોવડે પણ તેમના વિષયરૂપ ન હોવાથી ગ્રહણ થતું નથી. ) ઇત્યાદિ શ્રુતિઓથી ચક્ષુરાદિ જ્ઞાનેન્દ્રિયોના, અને વાગાદિ કર્મેન્દ્રિયોના, તથા મનબુદ્ધિના વિષયથી દૂર નામ અગમ્ય; અર્થાત્ જ્ઞાનેન્દ્રિયોને, કર્મેન્દ્રિયોને, અને મન બુદ્ધિ આદિકને અગોચર એવા.

ઉપરોક્ત લક્ષણવાળા '**परमानन्दं**' પરમ સુખસ્વરૂપ-નિરતિશય આનન્દસ્વરૂપ એવા, '**गोविन्दं**' ગોવિન્દ ભગવાનને '**प्रणमत**' હે લોકો ! તહમો શ્રદ્ધાભક્તિ પૂર્વક વિશેષ કરીને નમસ્કાર કરો. ૪.



"**जक्षत्क्रीडन्रममाणः स्त्रीभिर्यानैर्वा ।**' **छां० उ० ८-१२-३ ॥** ( સ્વર્ગમાં ઈન્દ્રાદિરૂપે વિષયોને ભક્ષણ કરતો છતો, હસીને કદાચ બ્રહ્મલોકમાં માનસિક પુત્રાદિક સાથે ક્રીડા કરતો છતો, તથા સંકલ્પથી ઉદ્ભવેલી સ્ત્રીઓની સાથે વા વાહનોની સાથે રમણ કરતો છતો.... ) ઇત્યાદિ શ્રુતિથી ગોવિન્દ ભગવાન્‌ની સ્ત્રીઓની સાથે ક્રીડા કથન કરતા છતા, પંચમ શ્લોકનો આરંભ કરી શ્રી આચાર્ય ભગવાન્ સ્તુતિ કરે છેઃ—

**गोपीमण्डलगोष्ठीभेदं भेदावस्थमभेदाभं ।**
**शश्वद्गोखुरनिर्धूतोद्धृतधूलीधूसरसौभाग्यम् ॥**
**श्रद्धाभक्तिगृहीतानन्दमचिन्त्यं चिन्तितसद्भावं ।**
**चिन्तामणिमणिमानं प्रणमत गोविन्दं परमानन्दम् ॥**

**શ્લોકાર્થઃ**—ગોપીઓના સમૂહની સાથે રાસલીલા કરનાર, અથવાઃ-ગોપીમંડલની સાથે આલાપ કરનાર, અર્થાત્ પરસ્પર મુક્તિસંબંધી સંભાષણ કરનાર; નાનારૂપવડે અવસ્થિત એવા, અર્થાત્ ગોપીઓના સમુદાયની ઉપર અનુકંપા કરીને ગોપી ગોપીપ્રતિ એક એક કૃષ્ણરૂપે થયેલા એવા, અથવાઃ-ગોપ ગોપી, ગૌ, વત્સ, ઇત્યાદિ બહુભેદોમાં સ્થિત એવા; એકજ કૃષ્ણ મ્હારી સાથે રમણ કરે છે—વર્ત્તે છે—એમ અભેદતાવડે—એક સ્વરૂપવડે—જેમનું ભાન ગોપીકાઓને થયેલું છે એવા, અથવાઃ—અભેદાન્વયથી એકરસ પ્રકાશસ્વરૂપ એવા; નિરંતર ગાયોની ખરીયોથી પવિત્ર થઇને ઉડેલી એવી ધારણ કરેલી ધૂલવડે ધૂસરારંગરૂપ જેમનું શરીરસૌન્દર્ય થયેલું છે એવા; શ્રીગુરૂના અને વેદોના વચનો વિષે આસ્તિક્યબુદ્ધિરૂપા શ્રદ્ધા, અને ગુરૂપરમાત્માના ભજનરૂપ ભક્તિ, આ બન્નેવડે અપરોક્ષ કરાય છે આનન્દસ્વરૂપ જેમનું એવા; અથવાઃ—શ્રદ્ધા-

ભક્તિવડે નારદ, અક્રૂર, ઉદ્ધવ, વિદુર, અર્જુન, સુદામા, ઇત્યાદિ અનેક ભક્ત જનોએ અપરોક્ષ—સાક્ષાત્કાર—કર્યું છે આનન્દસ્વરૂપ જેમનું એવા; મન વાણીના અવિષયરૂપ અર્થાત્ વાણીવડે વર્ણવી શકાય નહિ અને ચિત્તવડે ચિંતવન થઇ શકે નહિ એવા; અનેક શ્રુતિઓથી જેમનો સદ્ભાવ નામ સત્તા નિશ્ચિત છે એવા; અથવાઃ—ધ્રુવ, પ્રહ્લાદ, દ્રૌપદી, ગજેન્દ્ર ત્યાદિ ભક્તોએ કરેલા ચિંતનમાત્રવડે જેમનો સદ્ભાવ નામ જેમની અભિવ્યક્તિ પ્રકટ થયેલી છે એવા; ભક્તોના મનની અભિલાષાને પરિપૂર્ણ કરવાવાળા ચિન્તામણિરૂપ; સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મતર એવા; અને નિરતિશય આનન્દસ્વરૂપ એવા શ્રીગોવિન્દ પરમાત્માને હે જનો! ત્હમો વિશેષ કરીને શ્રદ્ધાભક્તિપૂર્વક નમસ્કાર કરો. ૫.

મૂલ શ્લોકનો અન્વયાર્થઃ—**गोपीमण्डल गोष्ठीभेदं** નામઃ—ગોપીકાઓના સમૂહની સાથે રાસલીલા કરનાર; અથવાઃ—ગોપી મંડલની સાથે આલાપ વિશેષ કરનાર, અર્થાત્ પરસ્પર મુક્તિ સંબંધી સંભાષણ કરનાર એવા.

બહુ ગોપીકાઓની સાથે એક કૃષ્ણ ભગવાને આલાપ કર્યો, એ વાર્ત્તા સંભવી શકતી નથી; કેમકે બે મનુષ્યોનો પરસ્પર ઉક્તિ પ્રત્યુક્તિ લક્ષણ આલાપ સંભવે છે, અને એક



સ્ત્રી ને એક પુરૂષની એમ બે જણની પરસ્પર રાસક્રીડા સંભવે છે. કદાચ બહુ ગોપીઓની સાથે એક કૃષ્ણ ભગવાનનો સંવાદ થયો, તેમાં પણ કોઈ એક મુખ્ય ગોપીની સાથે વાર્ત્તાલાપ થયો હશે, અને કોઇ એક મુખ્ય ગોપીની સાથે રાસક્રીડા રમ્યા હશે, એમ માનીએ તો એકજ સ્ત્રીની સાથે સંલાપ થયે છતે, અને એકજ સ્ત્રીની સાથે રાસક્રીડા રમ્યા સતે, અન્ય સ્ત્રીઓની સ્પર્દ્ધા થયા સિવાય રહેશેજ નહિ; કેમકે બહુ સ્ત્રીઓનો સ્વામી એક મુખ્ય સ્ત્રીની સાથેજ રાસક્રીડા રમે, અને પ્રેમ પૂર્વક હાસ્ય વિનોદ સાથે આનંદકારક વાર્ત્તાલાપ કરે, તો તે બીજી સ્ત્રીઓ કદાપિ સહન કરી શકશેજ નહિ, એ સ્વાભાવિક છે; કારણ કે સ્ત્રીઓને તે અસહ્ય દુઃખપ્રદ છે. તેથી એક ભગવાને અનેક ગોપીકાઓ સાથે કેવી રીતે આલાપ વા રાસક્રીડા કરી હશે ? આવી આશંકા થયે સતે " **अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव। एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥** " **क० उ०** ૨-૯-૦ ॥ ( જેમ એક અગ્નિ કાષ્ટના સમુદાયપ્રતિ પ્રવેશ પામ્યો છતો નાનાવિધ કાષ્ટપ્રતિ સ્વઉપાધિભૂત કાષ્ટ સમાનાકાર થાય છે; તેમ સર્વ ભૂતોનો અન્તરાત્મા એક છતાં પણ અનેકવિધ શરીરપ્રતિ પ્રવેશ પામેલો છતો તે તે શરીર સમાના-

કારરૂપે થાય છે. તથા આકાશવત્ પોતાના નિર્વિકારરૂપે સર્વ દેહોથી બહાર પણ રહે છે. ) ઈત્યાદિ શ્રુતિનો આશ્રય કરીને અનેક ગોપીઓના સમાગમમાં તેઓના દૌર્મનસ્યની નિવૃત્તિને વાસ્તે અનેક રૂપ ધારણ કરવાના સામર્થ્યવડે, ગોપી ગોપી પ્રતિ એક એક કૃષ્ણ, એમ અનેક વ્યક્તિ ધારણ કરી છે; એવા અભિપ્રાયથી **'भेदावस्थं'** વિશેષણ યોજી સ્તુતિ કરી છે;

**भेदावस्थं** નામઃ—બહુ રૂપવડે અવસ્થિત એવા, અર્થાત્ ગોપીઓના સમુદાયની ઉપર અનુકંપા કરીને ગોપી ગોપી પ્રત્યે એક એક કૃષ્ણરૂપે થયેલા એવા; અથવાઃ—ગોપ, ગોપી, ગૌ, વત્સ, ઇત્યાદિ બહુ ભેદોમાં સ્થિત એવા.

ઉક્ત પ્રકારે અનેક વ્યક્તિ રૂપ ધારણ કરવા વડે તેમનું ઇશ્વરત્વ જ્ઞાત થયે સતે પણ તે ગોપીકાઓને નિષ્કામતા વડે ભગવત્પરાયણતા કેમ ઉત્પન્ન ન થઇ ? એમ આશંકા થયે સતે, તે ગોપીકાઓનાં અન્તઃકરણ માયાવડે મોહિત થયેલાં હોવાથી નાનારૂપત્વવડે તે ગોપાંગનાઓને ભાન થયું નહોતું, એવા અભિપ્રાયથી શ્રી ભગવાન્ આચાર્ય ' **अभेदाभं** ' વિશેષણ યોજે છેઃ—

**अभेदाभं** નામઃ—એકજ કૃષ્ણ મ્હારી સાથે પ્રેમથી વર્તે છે, એમ અભેદ વડે—એક સ્વરૂપતા વડે—જેમનું ભાન

ગોપીકાઓને થયેલું છે એવા; અથવાઃ—અભેદાન્વયથી એકરસ પ્રકાશમાન્ એવા.

હવે બ્રહ્માદિ દેવોએ જેઓનાં ચરણકમલોની વંદના કરી છે એવા અનંત શક્તિમાન્ ભગવાન્ ગોપલોકોની ગાયો ચારનાર થયા છે. આ પ્રકારે તેઓનું ભક્તાધીનત્વ ધ્યાનન કરવાને વાસ્તે શ્રીઆચાર્ય ભગવાને '**शश्वद्गोखुरनिर्धूतोद्धृतधूलीधूसरसौभाग्यं**' વિશેષણ યોજેલું છેઃ—

**शश्वद्गोखुरनिर्धूतोद्धृतधूलीधूसरसौभाग्यं** નામઃ—નિરંતર ગાયોની ખરીયોથી પવિત્ર થઇ ઉડેલી એવી ધારણ કરેલી ધૂલીવડે ધૂસરા રંગરૂપ શરીરસૌન્દર્ય જેમનું થયેલું છે એવા.

ઉક્ત ઇષત્પાંડુરંગરૂપ શરીરલાવણ્યતા તો અન્ય ગોપકુમારોની પણ હતી, તો તેઓનાથી શ્રીકૃષ્ણ ભગવાન્ની શી વિશેષતા છે ? કદાચ '**आनन्दो ब्रह्मेति व्यजानात् ।**' **तै० उ० भृ० ६ ॥** ( બુદ્ધિના કારણરૂપ આનન્દમય બ્રહ્મ છે એમ તે જાણતો હવો. ) આ શ્રુતિથી કૃષ્ણ પરમાત્માનું આનન્દરૂપત્વ હોવાથી ગોપકુમારોથી તેમનો ભેદ છે, એમ કહો તો પુત્રપણાના જ્ઞાનવાળા નન્દાદિકોને આનંદરૂપતાવડે શ્રીકૃષ્ણના જ્ઞાનનો અભાવ હોવાથી તે પણ સંભવતો નથી. આવી આશંકા થયે, શ્રીભગવાન્ની માયાવડે મોહિત થયેલા અંતઃકરણવાળા

નન્દાદિકોને આનન્દરૂપતાવડે ભગવાન્‌ના જ્ઞાનનો અભાવ હતો, તથાપિ '**श्रद्धावाँल्लभते ज्ञानं ।**' **श्रीभ० गी० अ० ४-३९ ॥** (શ્રીગુરૂના વચનમાં અને વેદવચનમાં સત્યત્વબુદ્ધિવાળો આત્મજ્ઞાનને સંપાદન કરે છે.) આ ભગદ્વાક્યથી શ્રદ્ધા સંપન્ન શુદ્ધ અન્તઃકરણવાળા ભક્તજનોને તો શ્રીકૃષ્ણ પરમાત્માનું આનન્દરૂપતાવડે જ્ઞાન છેજ; એવા અભિપ્રાયથી '**श्रद्धाभक्तिगृहीताऽऽनन्दम्**' વિશેષણથી સ્તુતિ કરે છેઃ—

**श्रद्धाभक्तिगृहीताऽऽनन्दं** નામઃ—શ્રી ગુરૂના અને વેદોના વાક્યો વિષે આસ્તિક્ય બુદ્ધિરૂપ શ્રદ્ધા, તથા શ્રી ગુરૂ પરમાત્માના ભજનરૂપ ભક્તિ. આ બન્નેવડે અપરોક્ષ કરાય છે આનન્દ સ્વરૂપ જેમનું એવા; અથવાઃ—શ્રદ્ધા ભક્તિવડે અક્રૂર, નારદ, ઉદ્ધવ, વિદૂર, સુદામા, અર્જુનાદિ અનેક ભક્તોએ અપરોક્ષ—સાક્ષાત્કાર—કર્યું છે આનન્દ સ્વરૂપ જેમનું એવા.

અશુદ્ધ અન્તઃકરણવાળા મનુષ્યોને તો મનવડે પણ જાણવાને અશક્ય—અયોગ્ય—છે; એવા અભિપ્રાયથી '**अचिन्त्यं**' વિશેષણ યોજે છેઃ—

**अचिन्त्यं** નામઃ—'**अचिन्त्यमव्यक्तमनन्तरूपं ।**' **कैं० उ० ॥** (મનવાણીનો અવિષય, દેહાદિરહિત, અને



અનંતરૂપ....) '**अव्यक्तोऽयमचिन्त्योऽयम् ।**' **श्रीभ० गी० २-२५ ॥** ( સ્થૂલસૂક્ષ્માદિ દેહવર્જિત, અને કારણ દેહથી રહિત, તેમ મનવાણીનો અવિષય આ આત્મા કહેવાય છે. ) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ વચનથી મનવાણીનો અવિષય, અર્થાત્ વાણીવડે વર્ણન કરી શકાય નહિ, તેમ ચિત્તવડે ચિન્તન થઇ શકે નહિ એવા.

જ્યારે મનવાણીને અગોચર ભગવાન્ છે, ત્યારે શું શશશૃંગવત્ વા વંઝાપુત્રવત્ ભગવાન્ અસત્-મિથ્યા-છે ? એવી શંકાના સમાધાન વાસ્તે આચાર્ય મહારાજે '**चिन्तितसद्भावं**' વિશેષણ યોજ્યું છે:—

**चिन्तितसद्भावं** નામ:—'**एको देवः सर्वभूतेषु गूढः ।**' **श्वे० उ० ६-११ ॥** ( તે પરમાત્મા અદ્વિતીય, સ્વયંપ્રકાશ અને સર્વપ્રાણિઓમાં ગુપ્ત છે. ) '**एको वशी सर्व भूतान्तरात्मा ।**' **क० उ० २-५-१२ ॥** (તે પરમાત્મા એક, સર્વ જગતનો નિયંતા, ને સર્વ ભૂતોનો અન્તરાત્મા છે.) '**नित्योनित्यानां चेतनश्चेतनानां ।**' **श्वे० उ० ६-१३ ॥** (જે લોક પ્રસિદ્ધ આકાશાદિ નિત્ય પદાર્થોની મધ્યે નિત્ય છે, ને જે જીવોની મધ્યે ચેતન છે.) '**यतो वा इमानि भूतानि जायन्ते ।**' **तै० उ० भृ० १ ॥** ( જેનાથી પ્રસિદ્ધ

આ સર્વ ભૂતો ઉપજે છે. ) '**को ह्यन्यात्कः प्राण्याद्यदेष आकाश आनन्दो न स्यात्। एष ह्येवाऽऽनन्दयाति।' तै० उ० ब्र० ७ ॥** ( યદિ આ સર્વનો સાક્ષિભૂત બ્રહ્મરૂપ આનંદ હાર્દાકાશસ્થ બુદ્ધિ ગુહામાં ન હોય તો અપાનરૂપ ચેષ્ટાને-નિઃશ્વાસને-કોણ કરે ? ને પ્રાણ વ્યાપારને-ઉચ્છ્વાસને કોણ કરે ? કોઇ પણ કરી શકે નહીં. પ્રસિદ્ધ આ પરમાત્માજ લોકોને સ્વધર્માનુસાર-પુણ્યાનુસાર આનન્દ કરાવે છે. ) '**यः सर्वज्ञः सर्वविद्यस्यैष महिमा भुवि दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः। ' मुं० उ० २-२-७ ॥** ( જે પરમાત્મા સામાન્યરૂપે સર્વ વસ્તુ વિષયક જ્ઞાનવાન તથા વિશેષરૂપે સર્વનો વેત્તા છે. જે પરમાત્માનો ભૂલોકમાં આ પ્રસિદ્ધ મહિમા-જગત્ સૃષ્ટયાદિરૂપ વિભૂતિ-છે. આ પ્રસિદ્ધ આત્મા દિવ્ય હૃદય પુંડરીક વિષે આકાશમાં અવસ્થિત છે. ) ઇત્યાદિ શ્રુતિઓથી જેમનો સદ્ભાવ નામ સત્તા નિશ્ચિત છે એવા; અથવાઃ-ધ્રુવ, પ્રહ્લાદ, દ્રૌપદી, ગજેન્દ્ર, ઇત્યાદિ ભક્તજનોએ કરેલા ચિંતનમાત્રવડે જેમનો સદ્ભાવ નામ જેમની અભિવ્યક્તિ થયેલી છે એવા.

હવે ભગવાન્ મનોવાંછિત ફળના પ્રદાતા હોવાથી '**चिन्तामणिम्** ' વિશેષણથી વર્ણવે છે:—



**चिन्तामणिं** નામઃ—'**एको बहूनां यो विदधाति कामान् ।**' **श्वे० उ० ६–१३ ॥** ( જે એક બહુને–સર્વ જીવોને–ભોગો આપે છે. ) '**कालिन्दी जलकल्लोलसङ्गि मारुतसेवितं । चिन्तयंश्चेतसा कृष्णं मुक्तोभवति संसृतेः ॥**' **गोपालपूर्व० उप० ३ ॥** ( યમુનાજીના જળની મોટી લહેરોના સંગવાળા વાયુનું સેવન કરનાર શ્રી કૃષ્ણનું ચિત્તવડે ચિન્તન કરવાથી પુરૂષ જન્મમરણરૂપ સંસારથી મુક્ત થાય છે. ) ઇત્યાદિ શ્રુતિઓથી, તથા '**आयुरारोग्यमर्थांश्च भोगांश्चैवानुषङ्गिकान् । ददाति ध्यायतां नित्यं सर्व काममदो हरिः ॥** ( સર્વ કામનાઓને પરિપૂર્ણ કરનાર ભગવાન્ પરમેશ્વર, નિત્ય તેમનું ધ્યાન કરનાર પુરૂષોને આયુષ્, આરોગ્યતા, ધનાદિ પદાર્થો તથા તેને અનુસરતા ભોગો આપે છે. ) ઇત્યાદિ સ્મૃતિ વચનોથી ભક્તોના મનની અભિલાષાને પૂર્ણ કરવાવાળા ચિન્તામણિરૂપ એવા.

ભગવાન્‌ને ચિન્તામણિવત્ કથન કરવાથી સાવયવતા પ્રાપ્ત થશે, અને તેથી ઘટાદિકની પેઠે અનિત્યતાપત્તિનો દોષ લાગું પડશે; આવી આશંકાના પરિહારને વાસ્તે '**अणिमानं**' વિશેષણ યોજ્યું છેઃ—

**अणिमानं** નામઃ—'**अणोरणीयान् ।**' **क० उ०**

૨-૨૦ ॥ (તાર્કિકોને નિત્યત્વવડે અભિમત એવા મન આદિ સૂક્ષ્મ પદાર્થોથી પણ અતિ સૂક્ષ્મ.) ઇત્યાદિ શ્રુતિથી સૂક્ષ્મ વસ્તુથી પણ અતિ સૂક્ષ્મતર એવા.

ઉપરોક્ત લક્ષણવાળા '**परमानन्दं**' નિરતિશય આનંદ સ્વરૂપ એવા '**गोविन्दं**' શ્રી ગોવિન્દ ભગવાન્‌ને '**प्रणमत**' શ્રદ્ધાભક્તિપૂર્વક હે જનો! તમ્હો પ્રણામ કરો ૫.

---

હવે શ્રીકૃષ્ણ પરમાત્મા પૂર્ણકામ, જિતેન્દ્રિય અને બાળ બ્રહ્મચારી છે; તથાપિ પોતે ગોપ કન્યાઓની ઉપર અનુકંપા કરીને પોતાના આત્માને સ્રૈણ-સ્ત્રી લંપટ-ની પેઠે દેખાડે છે; એમ પ્રતિપાદન કરતા છતા શ્રી આચાર્ય ભગવાન્ ષષ્ઠા શ્લોકનો આરંભ કરી સ્તુતિ કરે છે:—

**स्नानव्याकुल योषिद्वस्त्रमुपादायागमुपारूढं ।**
**व्यादित्संतीरथदिग्वस्त्रा उपादातुमुपकर्षन्तम् ॥**
**निर्धूतद्वयशोक विमोहं बुद्धं बुद्धेरन्तस्थं ।**
**सत्तामात्रशरीरं प्रणमत गोविन्दं परमानन्दम् ॥६॥**

**શ્લોકાર્થ**:—યમુનાજીમાં સ્નાન કરતી વખતે જળક્રીડાના નિમિત્તથી વ્યાકુલ બનેલી સ્ત્રીઓના વસ્ત્રોને ગ્રહણ

કરીને કદંબના વૃક્ષ ઉપર ચઢી ગયેલા; અને વસ્ત્રાહરણ થયા પછી દિશારૂપી વસ્ત્રવાળી, અને તેથી વસ્ત્રો પાછાં લેવાને ઇચ્છતી એવી તે સ્ત્રીઓને—ગોપીકાઓને—પોત પોતાનાં વસ્ત્રો ગ્રહણ કરવાને વાસ્તે સમીપમાં બોલાવનાર; તથા રાગદ્વેષાદિ દ્વન્દ્વદુઃખોનો, ને શોક મોહાદિક સર્વનો જેમણે અત્યંત તિરસ્કાર કર્યો છે એવા; નિત્ય જ્ઞાનસ્વરૂપ; તથા બુદ્ધિની અંદર સાક્ષિપણાવડે સ્થિત એવા; અને ત્રિકાળાબાધ્યપણું જ માત્ર જેમનું શરીર છે એવા, અર્થાત્ સદ્રૂપ એવા; નિરતિશય આનંદ સ્વરૂપ શ્રીગોવિન્દ ભગવાન્‌ને હે જનો ! તમો વિશેષ કરીને શ્રદ્ધાભક્તિ પૂર્વક પ્રણામ કરો. ૬.

**મૂલ શ્લોકનો અન્વયાર્થઃ—** "**स्नानव्याकुलयोषिद्वस्त्रं**" યમુનાજીમાં સ્નાન કરતી વખતે જળક્રીડાના નિમિત્તથી વ્યાકુલ બનેલી સ્ત્રીઓના વસ્ત્રને "**उपादाय**" ગ્રહણ કરીને, "**अगम्**" કદંબના વૃક્ષ ઉપર, "**उपारूढं**" ચઢી ગયેલા એવા.

"**कन्यायोनिं पशुक्रीडां नग्नस्त्रीं प्रकटस्तनीम् । उन्मत्तं पतितं क्रुद्धं यंत्रस्थं नावलोकयेत् ॥**" ( કન્યાના ગુહ્યસ્થાનને, પશુઓના મૈથુનને, ખુલ્લા સ્તનવાળી નગ્નસ્ત્રીને, ઉન્મત્તને, પતિતને, ક્રોધીને, અને ફાંસીએ ચઢેલાને જોવો

નહિં. ) ઇત્યાદિ ધર્મશાસ્ત્રના જ્ઞાનવાળા ભગવાનને નગ્નસ્ત્રીઓનું દર્શન અનુચિત છતાં, કોણ હેતુથી નગ્નસ્ત્રીઓનાં વસ્ત્રો હરણ કર્યાં હશે વારૂ? આમ આશંકા થયે સમાધાન કરે છે કેઃ—

" **कात्यायनि महामाये महायोगिन्यधीश्वरि । नन्दगोपसुतं देवि पतिं मे कुरु ते नमः ॥** " **श्री भाग० १० अ० २२ श्लो० ४ ॥** ( હે કાત્યાયનિ ! હે મહામાયા ! હે મહાયોગિનિ ! હે અધીશ્વરિ ! હે દેવિ ! શ્રીકૃષ્ણને મ્હારા પતિ કરજો, ત્હમને હું નમન કરૂં છું. ) આ મંત્રવડે બ્રહ્મચર્ય પૂર્વક કાત્યાયની દેવીના પૂજનમાં તત્પર થયેલી ગોપકુમારીઓના આંતર અભિપ્રાયને જાણવાવાળા, અને ' **ये यथा मां प्रपद्यन्ते तां स्तथैव भजाम्यहम्** ' **श्रीभग०गी०४-११॥** ( જે ભક્તજનો મ્હને—પરમાત્માને—જ્ઞાનયોગવડે વા કર્મયોગવડે, વા અન્યથા પ્રકારે વા જે કોઇ પ્રકારવડે ઉપાસે છે, તે ઉપાસકોને તે પ્રકારેજ હું ભજું છું; અર્થાત્ તે ઉપાસકો જે જે તત્ત્વમાં નિષ્ઠાવાળા હોય છે, તે તે રૂપવડેજ હું પ્રત્યક્ષરૂપ થઇને અનુગ્રહ કરૂં છું; તાત્પર્ય કેઃ—જે જે વસ્તુની ઇચ્છાથી મ્હારૂં ઉપાસન કરે છે તે તે વસ્તુરૂપ ફલ હું આપું છું.) આ સ્વપ્રતિજ્ઞાને સત્ય કરવાને વાસ્તે, તે ગોપીકાઓની કામનાનુસાર પ્રવર્ત્તમાન થયેલા; તથા ' **कर्तुमकर्तुमन्यथाकर्तुं**

**समर्थः**' એવા ભગવાનની પ્રાપ્તિમાં પ્રતિબંધકીભૂત લજ્જાની નિવૃત્તિને અર્થે, તે ગોપાંગનાઓની પ્રતિ અનુકમ્પા કરીને તેમની સમીપમાં ગયેલા એવા ભગવાનને કિંચિન્માત્ર અનુચિતપણું સંભવતુંજ નથી. આવા આશયથી આગલાં વિશેષણોથી ગોવિન્દ ભગવાનનું સ્તવન કરે છેઃ—

**अथ** નામઃ—વસ્ત્રાહરણ થયા પછી, **दिग्वस्त्राः** નામઃ—દિશાઓ રૂપી વસ્ત્રોવાળી—નગ્ન,—અને તેથી **त्यादित्सन्तीः** નામઃ—"**श्यामसुन्दर ते दास्यः करवाम तवोदितं। देहि वासांसि धर्मज्ञ नो चेद्राज्ञे ब्रुवामहे॥**" **श्रीभाग० १० अ० २२–१५॥** ( હે શ્યામસુંદર! અમે તમારી દાસીઓ છીએ; અમો તમારૂં કહેલું કરીશું, અર્થાત તમો જેમ કહેશો તેમ અમો કરીશું. હે ધર્મનાજ્ઞાતા! અમારાં વસ્ત્રો આપો; જો નહિ આપો તો અમો નંદરાજાને કહી દેઇશું.) ઈત્યાદિ વચનોથી વસ્ત્રો પાછાં લેવાને ઇચ્છતી એવી તે સ્ત્રીઓને–ગોપીકાઓને–"**भवत्यो यदि मे दास्यो मयोक्तं वा करिष्यथ। अत्रागत्य स्ववासांसि प्रतीच्छन्तु शुचिस्मिताः॥**" **श्रीभाग० १० अ० २२–१६॥** ( હે સુન્દર મંદ મંદ હાસ્યવાળી સ્ત્રીઓ! તમો જો મારી દાસીઓ છો, અને તમારે મ્હારૂં કહ્યું કરવુંજ હોય, તો અહીં મ્હારી સમી-



પમાં આવીને પોતપોતાનાં વસ્ત્રો લ્યો.) ઇત્યાદિ વચનોથી પોતપોતાનાં વસ્ત્રોને, **उपादातुं** નામઃ—ગ્રહણ કરવાને અર્થે, **उपकर्षन्तं** નામઃ—સમીપમાં બોલાવનાર; અર્થાત્ " **अत्रागत्याबलाः कामं स्वंस्वंवासः प्रगृह्यताम् ।**" **श्रीभाग० १० अ० २२–१०॥** ( હે અબલાઓ ! અહીંઆં મ્હારી પાસે આવીને ભલે પોતપોતાની ઈચ્છાનુસાર પોત પોતાનાં વસ્ત્રો ઓળખીને ગ્રહણ કરી લ્યો.) ઇત્યાદિ વાક્યથી તે સ્ત્રીઓને સ્વસ્વવસ્ત્રો લેઇ જવાસારૂં પોતાની સમીપમાં આવવાને પ્રેરણા કરનાર–બોલાવનાર–એવા.

શ્રીકૃષ્ણ સ્ત્રીલંપટતાવડે અપૂર્ણકામ હોવાથી પ્રણામ કરવાને યોગ્ય નથી; આવી શંકાની નિવૃત્તિને અર્થે ' **निर्धूतद्वयशोकविमोहं** ' વિશેષણથી સ્તુતિ કરે છેઃ—

**निर्धूतद्वयशोकविमोहं** નામઃ–રાગદ્વેષ, શીતઉષ્ણ, ઇત્યાદિ દ્વન્દ્વ દુઃખો, અને વિષયોના અલાભજન્ય એવો દુઃખમય શોક, તથા અહિતમાં હિતબુદ્ધિ અને હિતવિષે અહિતબુદ્ધિરૂપ મોહ, અર્થાત્ શોકાદિકના હેતુભૂત ચિત્તની આસક્તિ, આ સર્વેનો જેમણે તિરસ્કૃત કર્યો છે એવા; અહીં એવો ભાવ છે કેઃ—રાગદ્વેષના સદ્‌ભાવથી વિષયોમાં પ્રવૃત્તિ થાય છે. પરંતુ રાગદ્વેષાદિદોષ રહિત નિત્યતૃપ્ત ભગવાન્‌ને રાગાદિપૂર્વક પ્રવૃ-


ત્તિનો અભાવ હોવાથી સ્રીલંપટપણું કદાપિ સંભવતુંજ નથી; જેથી તે સર્વદા ભજન, સ્મરણ, નમનાદિ કરવાને યોગ્ય છે.

'**ब्रह्म जडं भवितुमर्हति रागादिशून्यत्वात् घटादिवत् ।**' ઇત્યાદિ અનુમાનથી બ્રહ્મમાં જડત્વાપત્તિ પ્રાપ્ત થશે; આવી આશંકાના નિવારણને અર્થે નિત્ય વિજ્ઞપ્તિરૂપતાને કહેનારી '**प्रज्ञानघनः ।**' શ્રુતિ હોવાથી '**बुद्धं**' વિશેષણ યોજી સ્તવન કરે છેઃ—

**बुद्धं** નામઃ—નિત્યજ્ઞાન સ્વરૂપ.

ક્ષણિકવિજ્ઞાનવાદિ બૌદ્ધોએ ક્ષણિકબુદ્ધિનેજ આત્મતાવડે સ્વીકારી છે, તો તમે આત્માને નિત્યજ્ઞાનસ્વરૂપ શાકારણથી કહો છો ? આ પ્રકારની આશંકાના પરિહારને માટે '**बुद्धेरन्तस्थं**' વિશેષણ યોજે છેઃ—

**बुद्धेरन्तस्थं** નામઃ—વસ્તુતાએ બુદ્ધિનું જડપણું હોવાથી તેની પણ અંદર સાક્ષિપણાવડે સ્થિતિ કરનાર; અર્થાત્ બુદ્ધિના પ્રકાશકરૂપ. '**यो बुद्धेः परतस्तु सः ।**' ઇત્યાદિ સ્મૃતિવાક્યથી આત્માનું બુદ્ધેરન્તસ્થત્વ સિદ્ધ છે.

આનંદમયકોશનું પણ વિજ્ઞાનમયકોશથી પરત્વં કહેલું છે, તો અહીં '**बुद्धेरन्तस्थं**' પદવડે શું આનન્દમયકોશ કહો છો ? આવી આશંકા થયે સતે '**सत्तामात्रशरीरं**'

વિશેષણ યોજી પરિહાર કરે છે:—

**सत्तामात्रशरीरं** નામઃ—ત્રિકાલાબાધ્યપણુંજ માત્ર જેમનું શરીર છે એવા, અર્થાત્ મિથ્યાત્વવડે આનંદમયકોશનું અસદ્રૂપપણું હોવાથી, અને '**सदेव सोम्येदमग्र आसीत्।**' **छां० उ० ६–२–१ ॥** ( હે પ્રિયદર્શન ! આ નામરૂપ ને ક્રિયાવાળું વિકારી જગત્ તેની ઉત્પત્તિનીપૂર્વે સદ્રૂપજ હતું. ) ઇત્યાદિ શ્રુતિથી ભૂત ભવિષ્યત્ ને વર્ત્તમાનાદિ કાલમાં એકરસસ્વરૂપવાળા—સદ્રૂપ—એવા.

ઉપરોક્ત લક્ષણવાળા '**परमानन्दं**' નામઃ—નિરતિશય સુખ સ્વરૂપ એવા, '**गोविन्दं**' નામઃ—ગોવિન્દ પરમાત્માને, '**प्रणमत**' નામઃ—શ્રદ્ધાભક્તિપૂર્વક હે લોકો ! તમો વિશેષકરીને નમસ્કાર કરો. ૬.

---

સુખની પ્રાપ્તિ વાસ્તે જીવોની પ્રવૃત્તિ સંભવે છે; તો સુખરૂપતાનો અભાવ હોવાથી ભગવાનને શા માટે ભજવા ? આવી આશંકા થયે સતે, '**युवास्यात्साधुयुवाऽध्यापकः। आशिष्ठो द्रढिष्ठो बलिष्ठः। तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात्स एको मानुष आनन्दः॥**' **तै० उ० ब्र० ८ ॥** ( જે પુરૂષ, રૂપ ગુણ લાવણ્યતાદિયુક્ત શ્રેષ્ઠ યુવાવસ્થાવાળો યુવાન્, વેદશાસ્ત્રાદિકનું જેણે અધ્યયન કરેલું છે

એવો, શીઘ્ર પ્રવૃત્તિ કરનારો, વા માતાપિતા આચાર્યોવડે ક્રમથી ભલિપ્રકારે શિક્ષિત એવો, અતિશય દૃઢ મનવાળો, અને અત્યંત બલવાન્ હોય, તથા તેને આ સર્વ પૃથ્વી ધનવડે પૂર્ણ હોય; તે પુરૂષના મનનો જે આનંદ છે, તે એક મનુષ્ય સંબંધી આનંદ છે. ) ઇત્યાદિ શ્રુતિઓથી શતગુણ ઉત્તરોત્તર આનન્દોની પરિસમાપ્તિ તે ગોવિન્દ શબ્દિત બ્રહ્મમાંજ દેખાય છે; તેથી સુખરૂપત્વાભાવ ભગવાન્માં સંભવતોજ નથી. એવા અભિપ્રાયથી '**कान्तं**' પદથી સપ્તમશ્લોકનો આરંભ કરીને શ્રીભગવાન આચાર્ય સ્તવન કરે છે:—

**कान्तं कारणकारणमादिमनादिं कालघनाभासं ।**
**कालिन्दीगतकालियशिरसि*नृत्यन्तंसुष्ठुनृत्यन्तम् ॥**
**कालं कालकलातीतं कलिताशेषं कलिदोषघ्नम् ।**
**कालत्रयगतिहेतुं प्रणमत गोविन्दं परमानन्दम् ॥७॥**

શ્લોકાર્થ:—કોઇ શતગુણ ઉત્તરોત્તર સુખનું જેમના વિષે પરિઅવસાન છે એવા, અર્થાત્ નિરતિશય સુખસ્વરૂપ; અથવા:—સર્વપ્રાણીઓના મારક યમનો પણ નાશ કરનાર;

* 'मुहुर्नृत्यन्तं सुनृत्यन्तम् ।' 'नृत्यन्तं बहुनृत्यन्तम् ।' 'नृत्यन्तं मुहुर्नृत्यन्तम् ।' પુસ્તકાન્તરોમાં આવા પાઠો પણ છે.


અથવાઃ-પ્રિયસ્વરૂપ, વા અત્યન્ત સુન્દરસ્વરૂપ એવા; હિરણ્યગર્ભના પણ ઉત્પાદક; અથવાઃ-પ્રકૃતિ-માયા-ના પણ કારણરૂપ-અધિષ્ઠાનભૂત; માયાના અધિષ્ઠાનત્વવડે જગત્‌ના ઉપાદાનકારણરૂપ; જેમનું અન્ય કોઇ કારણ નથી એવા; પ્રલય કાલના જળસહિત નીલમેઘસમાન કાંતિવાળા, અર્થાત્ મનોહર કૃષ્ણવર્ણરૂપ; યમુનાનદીમાં રહેલા કાલિયનાગના સેંકડો મસ્તકોપર નૃત્ય કરનાર; ગંધર્વાદિલોકોએ બજાવેલાં વાદ્યાદિવડે અને ગાયેલાં ગીતાદિવડે જેમ અતિ સુશોભિત થાય તેમ મનોહર નૃત્ય કરવાવાળા; સર્વના સંહારક-મૃત્યુરૂપ; ભૂત ભવિષ્યત્ ને વર્તમાનાદિ સમય અને નિમિષ કાષ્ટાદિ કલા આ બન્ને થકી અતીત, અર્થાત્ કાલવાદિઓએ સ્વીકારેલા કાલથી વિલક્ષણ એવા; કાર્યકારણાત્મક સકલ જગત્ જેમને જ્ઞાત છે એવા, અર્થાત સકલ વસ્તુ વિષયકજ્ઞાનવાળા-સર્વજ્ઞ; કલિયુગના દોષોને-પાપોને-નાશ કરનાર; અથવાઃ-કલિરૂપ દોષના નાશક; અને ભૂત ભવિષત્ ને વર્ત્તમાનરૂપ અથવા પ્રાતઃ મધ્યાહ્ન ને સાયં આ ત્રણ સંધ્યાઓરૂપ ત્રણકાલની ગતિના કારણરૂપ એવા; અને નિરતિશય અનંદ સ્વરૂપ એવા શ્રીગોવિન્દ ભગવાન્‌ને હે લોકો! તહમો વિશેષે કરીને શ્રદ્ધાભક્તિ પૂર્વક પ્રણામ કરો. ૭.



**મૂલ શ્લોકનો અન્વયાર્થઃ-कान्तं** નામઃ-કોઇ શત-ગુણોત્તરોત્તર સુખની જેમનાવિષે પરિસમાપ્તિ છે એવા, અર્થાત્ **"ये शतं प्रजापतेरानन्दाः स एको ब्रह्मण आनन्दः।" तै० उ० ब्र० ८ ॥** (જે સેંકડો પ્રજાપતિના આનંદો છે, તે એક બ્રહ્મનો-હિરણ્યગર્ભનો-આનંદ છે.) '**एतस्यैवाऽऽनन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति।' बृ० उ० ४-३-३२ ॥** (વિષય અને ઇન્દ્રિયોના સંબંધ કાલે આ બ્રહ્માનન્દનાજ લેશનો બ્રહ્માથી સ્તંબ પર્યન્તનાં સમસ્ત અન્ય ભૂતો ઉપભોગ કરે છે.) '**एष ह्येवाऽऽनन्दयाति**'। **तै० उ० ब्र० ७ ॥** (પ્રસિદ્ધ આ પરમાત્માજ લોકોને સ્વધર્માનુસાર-પુણ્યાનુસાર-આનન્દ કરાવે છે.) '**आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन।' तै० उ० ब्र० ९ ॥** (બ્રહ્મના આનન્દને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.) ઇત્યાદિ શ્રુતિઓથી નિરતિશય આનન્દ સ્વરૂપ એવા.

અથવાઃ—પુરાણોમાં યમકર્તૃક શાસના જે શ્રવણ કરાય છે, તે ગોવિન્દકર્તૃક શ્રવણગોચર થતી નથી; જેથી યમનું અતિ પ્રબળપણું હોવાથી તે યમજ ભજનીય કેમ ન થાય? આમ આશંકા થયે સમાધાન કહે છે કેઃ-યમનો પણ તેના કર્તાથી વિનાશ સંભળાય છે; જેથી યમનું પ્રબલત્વ નથી. એવા



અભિપ્રાયથી '**कान्तं**' વિશેષણ યોજ્યું છે:—

કાન્તં નામ:—'**को ब्रह्माणि समीरात्मयमदक्षेष्वित्यभिधानात् ।**' (**कं यममन्तयति नाशयतीति कान्तस्तं**) સર્વ પ્રાણિઓના મારકરૂપ યમનો પણ વિનાશ કરનાર. '**सर्वज्ञःकाल कालो गुणी सर्वविद्यः ।**' **श्वे० उ० ६ ॥** (જે સર્વને સામાન્યરૂપે જાણનાર, કાલનો કાલ, સર્વગુણસંપન્ન, ને સર્વને વિશેષરૂપે જાણનાર છે.) ઇત્યાદિ શ્રુતિ આત્માનું યમાન્તકત્વ પ્રબોધે છે.

અથવા:— પ્રીતિના વિષયભૂત ભોગ, અને ભોગનાં સાધનભૂત પુષ્પ વનિતા ચન્દનાદિક પદાર્થોમાં લોકોની પ્રવૃત્તિ દેખાય છે; તેથી અપ્રિયતાવડે આત્માનું પ્રીતિવિષયતાશૂન્યત્વ હોવાથી તે પરમાત્માને પ્રણામાદિ કરવામાં જીવોની પ્રવૃત્તિ કેમ થશે ? આવી આશંકા થયે સતે સમાધાન કરે છે કે:—

'**तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा ।**' **बृ० उ० १-४-८ ॥** (જે આ આત્મા પ્રાણાદિકથી અધિક અંતર—પ્રિય—છે, તે આ આત્મા પુત્રથી પ્રિયતર છે, સુવર્ણાદિક ધનથી પ્રિયતર છે, ને લોકોમાં પ્રિયપણાવડે પ્રસિદ્ધ અન્ય સર્વ પદાર્થોથી પણ પ્રિયતર છે) '**न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु**

**कामाय सर्वं प्रियं भवति ।' बृ० उ० २-४-५ ॥** (યાજ્ઞવલ્ક્ય મુનિ કહે છેઃ-અરે મૈત્રેયિ! પ્રસિદ્ધ છે કેઃ—અન્ય સર્વના પ્રયોજન માટે સર્વ પ્રિય થતું નથી, પણ માત્ર આત્માના પ્રયોજનને વાસ્તે સર્વ પ્રિય થાય છે. ) ઇત્યાદિ શ્રુતિઓએ પ્રત્યગભિન્ન બ્રહ્મનુંજ પ્રિયત્વ પ્રતિપાદન કરેલું હોવાથી પ્રિયત્વાભાવવડે પ્રીતિવિષયતાશૂન્યત્વની કેવી રીતે સિદ્ધિ થશે ? નહિજ થાય; એવા અભિપ્રાયથી '**कान्तं**' વિશેષણ યોજ્યું છેઃ—

**कान्तं** નામઃ—'**कान्तो रम्ये प्रिये ।**' ઇતિ હેમચન્દ્રની ઉક્તિ હોવાથી કાન્તં નામ પ્રિયસ્વરૂપ, વા રમ્યં અત્યન્ત સુન્દર સ્વરૂપ.

પૂર્વે આદ્ય શ્લોકમાં '**मायाकल्पितनानाकारं**' પદવડે બ્રહ્મનું જગત્કારણત્વ કથન કર્યું છે, તેને નહિ સહન કરનારા, અને "**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ।**" ઇત્યાદિ વેદ પ્રમાણનો આશ્રય કરીને હિરણ્યગર્ભની ઉપાસના કરનારા, હિરણ્યગર્ભજ જગતનું કારણ છે એમ વદે છે; તેનું નિરાકરણ કરવાનેવાસ્તે પૂર્વ કથન કરેલું બ્રહ્મનું જગત્કારણત્વ સ્થૂણા નિખનન* ન્યાયવડે પુનઃ

---

* **स्थूणा यथाऽसकृत्स्वालय निखननं क्रियमाणे दृढा भवति ॥ तथोत्तरग्रन्थेन प्रागुपपादितार्थदाढ्यं भवतीत्यर्थः ॥**



કહેવાને અર્થે '**कारणकारणं**' વિશેષણ યોજી હરિણ્ય-ગર્ભના ઉપાસકોના સિદ્ધાંતનો નિષેધ કરે છેઃ—

**कारणकारणं** નામઃ—હિરણ્યગર્ભના પણ ઉત્પાદક એવા. "**हिरण्यगर्भं जनयामास पूर्वं ।" श्वे० उ० ३ ॥** (જે જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે હિરણ્યગર્ભને ઉત્પન્ન કરતા હવા.) '**यो वै ब्रह्माणं विदधाति पूर्वं ।' श्वे० उ० ६ ॥** (જે પરમાત્મા સૃષ્ટિની આદિમાં બ્રહ્માને ઉત્પન્ન કરે છે.) ઇત્યાદિ શ્રુતિઓ ભગવાનનું જગત્કારણત્વ સિદ્ધ કરે છે.

અથવાઃ—**कारणकारणं** નામઃ-પ્રકૃતિ-માયા-નું પણ કારણ-અધિષ્ઠાન સ્વરૂપ.

પૂર્વોક્ત રીતે ભલે ! બ્રહ્મ જગત્‌નું નિમિત્તકારણ રહો; પરંતુ અન્ય દર્શનવાળા પ્રધાનને પણ ઉપાદાનત્વવડે સ્વીકારે છે, તો ઉપાદાનકારણ અન્ય પ્રધાનાદિ કેમ ન થાય ? આ આશંકાની નિવૃત્તિ સારૂં '**आदिं**' વિશેષણ યોજ્યું છેઃ—

**आदिं** નામઃ—'**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ।' तै० उ० २-१ ॥** (તે આ પ્રસિદ્ધ આત્મરૂપ બ્રહ્મથી શબ્દગુણવાળું આકાશ ઉત્પન્ન થયું.) '**यतो वा इमानि भूतानि जायन्ते ।' तै० उ० ३-१ ॥** (જેમાંથી પ્રસિદ્ધ આ સર્વે ભૂતો વિવર્તરૂપે ઉપજે છે.) '**एतस्माज्जायते**



**प्राणो मनः सर्वेन्द्रियाणि च खं वायुर्ज्योतिरापश्च पृथिवी विश्वस्य धारिणी ॥' कै० उ० १ ॥ मुं० उ० २-१ ॥** ( આ પુરત્રયાદિકના અધિષ્ઠાનભૂત બુદ્ધિના દ્રષ્ટાથી ક્રિયાશક્તિવાળો પ્રાણ, જ્ઞાનશક્તિવાળું અન્તઃકરણ, સર્વે જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, દેહાદિક, તથા શબ્દગુણવાળું આકાશ, વાયુ, તેજ, જળ, અને સ્થાવરજંગમાત્મક સમસ્ત વિશ્વને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે. ) **'जन्माद्यस्य यतः।' ब्र० सू० १-१-२ ॥** ( જે ઉપાદાનથી આ જગત્‌નું જન્માદિ થાય છે, તે બ્રહ્મ છે. ) ઈત્યાદિ શ્રુતિ સૂત્રથી માયાના અધિષ્ઠાનત્વવડે જગત્‌ના ઉપાદાન કારણરૂપ એવા.

જગત્‌ના કારણભૂત હિરણ્યગર્ભાદિકના કારણરૂપે બ્રહ્મને વર્ણવ્યું; તો બ્રહ્મનું પણ કોઇ કારણ હશે ? એમ પ્રશ્ન ઉઠશે; અને તેમ માનવાથી અનવસ્થાદોષની આપત્તિ થશે. આ આશંકાના પરિહારને માટે બ્રહ્મનું અન્ય કોઈ કારણ નથી, એમ કહેતા છતા ભગવાન્ આચાર્ય '**अनादिं**' વિશેષણ યોજી સ્તુતિ કરે છે:—

**अनादिं** નામઃ—જેનું અન્ય કોઇપણ કારણ નથી એવા. **'तमादिमध्यान्तविहीनमेकं।' कै०उ० १ ॥** (તે બ્રહ્માત્મા ઉત્પત્તિ પરિચ્છેદ વિનાશ વર્જિત, દ્વિતીય વસ્તુમાત્ર રહિત


એવા તેને....) ' **आदिमध्यान्तशून्यं ब्रह्म ।** ' **त्रि० म० ना० उ० ॥** ( આદિ મધ્ય ને અંતરહિત બ્રહ્મ છે. ) ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મનું અનાદિત્વ દ્યોતન કરે છે.

' **य एकोऽवर्णो बहुधा शक्तियोगाद्वर्णाननेकान्निहितार्थो दधाति ।** ' **श्वे० उ० ४–१ ॥** ( જે એક પરમાત્મા જાતિરહિત છતાં પોતાની બહુપ્રકારની શક્તિના યોગથી પ્રથમ અનેક જાતિઓને સ્વાર્થવિના રચે છે.) ઈત્યાદિ શ્રુતિઓનો આશ્રય કરીને ઉપાસકોના ધ્યાનાર્થે કૃષ્ણવિગ્રહ ધારણ કરેલા ભગવાન્‌ને કહેતા છતા ' **कालघनाभासं** ' વિશેષણથી સ્તુતિ કરે છેઃ—

**कालघनाभासं** નામઃ—પ્રલયકાલના જળસહિત નીલમેઘસમાન કાંતિવાળા, અર્થાત્ મનોહર કૃષ્ણવર્ણરૂપ એવા.

હવે જનોના ઉપર અનુકંપા કરીને દુષ્ટ–ખલો–ના દમનને વાસ્તે, ઉપરોક્ત વ્યાખ્યાનમાં કથન કરેલા શ્યામસુન્દર શ્રીકૃષ્ણ ભગવાન્‌ની ચેષ્ટાવિશેષને કહેતા છતા, આગલા વિશેષણથી આચાર્ય સ્તવન કરે છેઃ—

' **कालिन्दीगतकालियशिरसिनृत्यन्तं** ' નામઃ—યમુનાનદીમાં વસનારા કાલિયનાગના સેંકડોમસ્તકોપર નૃત્ય કરનારા એવા.



ગીતવાદ્યાદિસહિત કરેલું નૃત્ય શોભે છે; તો કૃષ્ણભગવાનનું નૃત્ય ગીતવાદ્યાદિરહિત હોવાથી શોભારહિત છે, તેથી આવા શોભાવિનાના ઉપહાસજનક નર્ત્તનવડે શું પ્રયોજન સિદ્ધ થવાનું હતું વારૂં ? આવી આશંકાના નિવારણવાસ્તે '**सुष्ठुनृत्यन्तं**' વિશેષણ યોજ્યું છેઃ—

**सुष्ठुनृत्यन्तं** નામઃ—ગન્ધર્વાદિકોએ વગાડેલા વાદ્યાદિવડે, અને ગાયેલાં ગીતાદિવડે જેમ અતિશય શોભે તેમ મનોહર નૃત્ય કરવાવાળા.

અહીં '**सुष्ठुनृत्यन्तं**' વિશેષણથીનર્ત્તન સમયે ગન્ધર્વાદિલોક પોતપોતાની વાદ્યાદિ સામગ્રીને લઇને ત્યાં આવ્યા હતા એમ સૂચન કર્યું છે. તે "**तं नर्त्तुमुद्यतमवेक्ष्यतदा तदीय गन्धर्वसिद्धसुरचारणदेववध्वः । प्रीत्या मृदङ्गपणवानकवाद्यगीतपुष्पोपहारनुतिभिःसहसोपसेदुः ॥**" **श्रीभाग० १० अ० १६–२७ ॥** ( તે ભગવાનને નાચવા તૈયાર થયેલા જોઈ, તે સમયે તેમના સંબન્ધમાં રહેનારાં ગંધર્વ, સિદ્ધ, દેવ, ચારણ, અને દેવવધુઓ—અપ્સરાઓઆદિ સર્વે પ્રીતિપૂર્વક મૃદંગ, પણવ, મોટાં નગારાં, વાદ્ય, ગીત, પુષ્પઉપહાર, અને સ્તુતિથી તુરત સેવા કરવા ત્યાં આવ્યાં. ) ઇત્યાદિ વાક્યથી સુપ્રસિદ્ધ છે. આવી રીતે નૃત્યરૂપ નિમિત્તથી

યમુનાતટનિવાસિ જીવોની રક્ષા કરવા સારૂં પોતાના ચરણોના પાતવડે કાલિયનાગના શિરોનું મર્દન કરીને તેને મૃતપ્રાયઃ કર્યો એવો ભાવ છે.

મસ્તકપર પુષ્પોવડે તાડના–પ્રહાર–કરવાથી મૃતપ્રાયઃ થયેલો કોઇ ગજ દીઠો વા સાંભળ્યો નથી, કેમકે તે વાર્ત્તાજ અસંભવિત છે; તેમ આ અતિદુર્બલ કુમારઅવસ્થાવાળા શ્રીકૃષ્ણે અતિબલવાન્ પર્વતસમાન નાગને અતિમૃદુપગના પ્રહારવડે કેવી રીતે મૃતપ્રાયઃ કર્યો હશે ? આ આશંકાના નિરાકરણવાસ્તે ' **कालं** ' વિશેષણ યોજ્યું છેઃ—

**कालं** નામઃ—સર્વના મારક–મૃત્યુરૂપ. મૃત્યુરૂપ સર્વના નાશક ભગવાન્‌ને કાલિયનાગને મારવામાં કોણ ભારે પરિશ્રમ છે ? અર્થાત્ લેશમાત્રપણ શ્રમ સંભવતોજ નથી; એવો અહીં ભાવ છે. " **कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।** " **श्रीगी० उ० ११–३२ ॥** ( ભૂમિપર ભારરૂપ થયેલાં પ્રાણિઓનો ક્ષય કરનાર પ્રચંડ કાલ હું છું, અર્થાત્ સર્વપ્રાણિઓના સંહારના હેતુભૂત કાલ ભગવાન્ હું છું. અહીં યુદ્ધ કરવાને એકઠા થયેલા લોકોનો નાશ કરવાને અર્થે હું પ્રવૃત્ત થયો છું. ) ઇત્યાદિ શ્રીભગવદ્વાક્ય શ્રીકૃષ્ણનું કાલત્વ પ્રબોધન કરે છે



વસંતાદિ ઋતુવિષે ઉત્પન્ન થતાં ફલપુષ્પાદિકનો અન્ય-કાલમાં જન્મ દૃષ્ટિગોચર થતો નહિ હોવાથી, કાલજ જગત્‌ની ઉત્પત્તિ આદિનું કારણ છે; કાલથી અતિરિક્ત કોઇ ઇશ્વર નથી. આવી કાલવાદિના મતની આશંકા લેઇને તેના નિરાકરણને અર્થે કાલપ્રતિયોગિકભેદને દેખાડતા છતા આચાર્ય ભગવાન્ '**कालकलातीतं**' વિશેષણ યોજી સ્તવન કરે છેઃ—

**कालकलातीतं** નામઃ—ભૂત ભવિષ્યત્ વર્તમાનાદિ કાલ–સમય, અને નિમેષ કાષ્ટાદિ કલા, આ બન્નેથી અતીત એવા; અર્થાત્ કાલવાદિએ સ્વીકારેલા કાલથી વિલક્ષણ એવા. '**स भूमिं विश्वतोवृत्वाऽत्यतिष्ठद्दशाङ्गुलं ।**' **श्वे० उ० ३–१४ ॥** ( તે પરમાત્મા ભૂમિને સર્વભણીથી અંતર બાહાર વ્યાપીને દશાંગુલ–અનંત–અધિક રહે છે. ) '**अतो ज्यायांश्च पूरुषः ।**' ( જેથી આત્મ પૂરૂષ અત્યંત સ્તુતિ કરવાને યોગ્ય છે. ) '**अन्यत्र भूताद्भव्याच्च यत्तत्पश्यसि तद्वद ।**' **क० उ० १–२–१४ ॥** (નચિકેતા કહે છે: હે યમ ! હે ભગવાન્ ! ભૂતકાલ ભવિષ્યકાલ અને વર્તમાન-કાલથી ભિન્ન; અર્થાત્ ત્રણ કાલથી જેનો પરિચ્છેદ થતો નથી એવી સર્વવ્યવહારના વિષયોથી ભિન્ન જે વસ્તુ છે તેને આપ જાણો છો, તે મ્હારાપ્રતિ વદો–કથન કરો.) '**ईशानो भूत-**



**भव्यस्य ।' क० उ० २–१–११ ॥** (ભૂત ભવિષ્યત્‌ના નિયામક છે, અર્થાત્ ભૂતાદિ કાલત્રયોપલક્ષિત નિખિલ જગત્‌ના નિયામક છે.) ઇત્યાદિ શ્રુતિઓથી કાલત્રયનો નિયંતા પરમાત્મા કાલાદિકથી ભિન્ન છે; અને તે પરમેશ્વરજ સમયાનુસાર સર્વ સૃજે છે. એવો આહીં ભાવ છે.

ઉક્ત પ્રકારે કાલાદિકથી અતીતત્વવડે આત્માનું તેઓનાથી વૈલક્ષણ્ય કથન કર્યું. હવે કાલાદિ દૃશ્ય પદાર્થોના જ્ઞાતૃત્વવડે પણ તેઓનાથી આત્માનું વૈલક્ષણ્ય '**कलिताशेषं**' વિશેષણથી કથન કરે છે:—

**कलिताशेषं** નામ:—'**कलितं विदितामयोरित्यभिधानात् ।**' કાર્ય કારણાત્મક નિખિલ જગત્ જેમને જ્ઞાન છે એવા, અર્થાત્ '**एष सर्वेश्वरः ।**' **बृ० उ० ४–४ ॥** (આ સર્વનો ઇશ્વર–નિયંતા છે.) '**एष सर्वज्ञः । एषोऽन्तर्यामी ।' सुबा० उप० ॥** (આ આત્મા સર્વજ્ઞ છે. આ આત્મા સર્વનો અંતર્યામી છે.) '**यः सर्वज्ञः सर्ववित् ।' मुं० उ० २–२७ ॥** (જે સામાન્યપણે સર્વને જાણનાર, અને વિશેષપણે સર્વને જાણનાર છે.) '**यस्य ज्ञानमयं तपः ।' मुं० उ० ११–९ ॥** (જે અક્ષરાખ્ય પરમાત્માનું જ્ઞાનમય–સર્વજ્ઞતારૂપ–તપ છે.) '**स वेत्ति वेद्यं न च तस्यास्ति**

**वेत्ता । श्वे० उ० ३-१९ ॥** ( તે મનરહિત છતાં સર્વ જાણવા યોગ્યને જાણે છે, પણ તેનો જાણનાર કોઈ નથી. ) ઇત્યાદિ શ્રુતિઓથી સકલવસ્તુવિષયક જ્ઞાનવાળા—સર્વજ્ઞ—એવા.

સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ ભગવાનનું સર્વ દોષ નિવર્તકપણું કહેતા છતા ' **कलिदोषघ्नं** ' વિશેષણથી શ્રી ભગવાન્ આચાર્ય તેમની સ્તુતિ કરે છે:—

**कलिदोषघ्नं** નામ:—કલિયુગમાં રહેલા જે દોષો, અર્થાત્ વિહિતકર્માનુષ્ઠાન નહિ કરવાથી અને પ્રતિષિદ્ધકર્મોનું અનુષ્ઠાન કરવાથી ઉદ્ભવેલાં પાપો, વા કાયિક વાચિક ને માનસિક ભેદવાળાં દશવિધ પાપો, કે જેઓ અન્તઃકરણનાં દૂષક છે, તેથી તેઓ સર્વને નવધા ભક્તિમધ્યેથી કોઇપણ એક શ્રવણાદિ ભક્તિના પ્રકારવડે સંતુષ્ટ થઇ નાશ કરનાર એવા.

" **श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनं । अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥** "

( **पाठक्रमादर्थक्रमो बलीयान्** । આ ન્યાયાનુસાર વિષ્ણુ ભગવાનનું પાદસેવન, અર્ચન, વન્દન, દાસભાવ, સખાભાવ, આત્મનિવેદન, શ્રવણ, કીર્ત્તન, અને સ્મરણ; ) આ પ્રમાણે નવધા ભક્તિ શ્રીમદ્ ભાગવતમાં સપ્તમસ્કન્ધના પાંચમા અધ્યાયમાં કહેલી છે.



" **अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः । परदारोपसेवाच कायिकं त्रिविधं स्मृतम् ॥**" ( નહિં આપેલું છતાં લેવું; શાસ્ત્રવિષે નિષેધ કરેલી હિંસા કરવી; અને પરસ્ત્રીઓનું સેવન કરવું—અનાચાર કરવો; આ ત્રણ પ્રકારનું કાયિક પાપ કથન કરેલું છે. ) " **पारुष्यमनृत्यं चैव पैशुन्यं चैव सर्वशः । असम्बद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥** " ( કઠોર વાણી બોલવી, જૂઠું ભાષણ કરવું, ચાડીઓ કરવી—પાછળ પારકી નિન્દા કરવી; અને પ્રસંગ વિનાની દેશની લોકોની વાર્તા કરવી; આ ચાર પ્રકારનું વાણી સંબંધીનું પાપ છે. ) તથા " **परद्रव्येष्वभिध्यानं मनसाऽनिष्ट चिन्तनम् । वितथाभिनिवेशश्च मानसं त्रिविधं स्मृतम् ॥**" ( પરદ્રવ્ય લેવા સંબંધી ચિન્તવન કરવું, બીજાઓનું અનિષ્ટ કરવાને મનવડે ચિન્તન કરવું; તથા પરલોક નથી, પુનર્જન્મ નથી, જીવ ઇશ્વર થતો નથી વગેરે નાસ્તિકપણાનો મિથ્યા દુરાગ્રહ કરવો; આ ત્રણ પ્રકારનું માનસિક પાપ કહેલું છે. ) આ પ્રકારે દશવિધ પાપો મનુ આદિ સ્મૃતિમાં કહેલાં છે.

ભગવદ્ભક્તિથી પાપ નિવૃત્ત થાય છે એમ અનેક વચનોથી પ્રસિદ્ધ છે. કહ્યું છે કે:—' **कृष्णानुस्मरणादेव**

**पापसंघातपञ्जरः। शतशो भेदमाप्नोति गिरिर्वज्रहतो यथा॥** ' ( જેમ ઇન્દ્રના વજ્રથી પર્વતના ચુરેચુરા થઇ જાય છે; તેમ શ્રીકૃષ્ણ પરમાત્માનું શ્રદ્ધાભક્તિપૂર્વક નિરંતર સ્મરણ કરવાથીજ સંસારમાં બંધન કરનારૂં પાપોના સમૂહરૂપ પાંજરૂં, સેંકડો—અનંત—ભેદને પામે છે; અર્થાત્ વિનાશને પામે છે. ) ' **हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः। अनिच्छयाऽपि संस्पृष्टो दहत्येव हि पावकः॥** ' ( જેમ બાળવાની ઈચ્છા નહિ રાખીને પણ સંસ્પર્શ કરેલો અગ્નિ જરૂર બાળે છે જ; તેમ દુષ્ટચિત્ત વૃત્તિઓવડે પણ સ્મરણ કરેલું 'હરિ' એવું પરમાત્માનું નામ પાપોને હરણ કરે છે. )

' **कलावत्रापि दोषाढ्ये विषयासक्तमानसः। कृत्वा तु सकलं पापं गोविन्दस्मरणाच्छुचिः॥** ' ( દોષોના ભંડારરૂપ આ કલિયુગમાં વિષયાસક્ત મનવાળો પુરૂષ સંપૂર્ણ પાપને કરીને પણ ગોવિન્દ ભગવાનના નામનું સ્મરણ કરવાથી પવિત્ર થાય છે.) ' **अतिपापप्रसक्तोऽपि ध्यायन्निमिषमच्युतं। भूयस्तपस्वी भवति पङ्क्तिपावनपावनः॥** ' ( અતિશય મહાપાપોમાં આસક્ત થયેલો મનુષ્ય, નિમિષમાત્ર પણ એકાગ્રચિત્તથી પરમાત્માનું ધ્યાન કરતો છતો મહાન્ તપસ્વી થાય છે, અને તે સર્વ પંક્તિઓને અતિશય પાવન

કરનારો થાય છે.) ઇત્યાદિ આપ્તવચનો, તેમજ '**भगवत आदिपुरुषस्य नारायणस्य नामोच्चारणमात्रेण निर्धूनकलिर्भवति ।' कलि० उप० ॥** (આદિપુરૂષ ભગવાન નારાયણના નામોચ્ચારણમાત્રવડે પુરૂષ પાપરૂપ કલિથી રહિત થાય છે.) ઇત્યાદિ શ્રુતિ વચન, શ્રદ્ધાભક્તિ અને પ્રેમથી કરેલી ભગવદ્દભક્તિ, ભક્તોના અન્તઃકરણનાં પાપોને દૂર કરે છે, એમ સ્પષ્ટ નિરૂપણ કરે છે.

અન્તઃકરણની વિશુદ્ધિ થયાવિના આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી, અને જ્ઞાન ઉદ્દભવ્યાવિના મુક્તિ પ્રાપ્ત થતી નથી; તેથી ભક્તિવડે પ્રસન્ન થયેલા ભગવાન પ્રથમ જ્ઞાનોત્પત્તિમાં પ્રતિબંધ કરનાર ચિત્તમાલિન્યતાના હેતુભૂત પાપોને નિવૃત્ત કરી; આચાર્ય (સદ્દગુરૂ) મૂર્તિમાં સ્થિત થયા છતા, તત્ત્વમસ્યાદિ મહાવાક્યોના ઉપદેશદ્વારા મુમુક્ષુ પુરૂષોને સંસાર સાગરથી તારે છે; એમ અહીં '**कलिदोषघ्नं**' વિશેષણથી આચાર્ય ભગવાને સૂચન કર્યું છે.

'**परिपक्वमला ये तानुत्सादनहेतुशक्तिपातेन । योजयति परेतत्त्वे स दीक्षयाऽऽचार्य्यमूर्त्तिस्थः ॥**' (જેમનાં અન્તઃકરણ નિર્મળ—પવિત્ર—થયાં છે એવા જે ભક્ત પુરૂષો છે, તેઓને ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરવાવાળી શક્તિના આપાતવડે, આચાર્યમૂર્તિસ્થ—શ્રીસદ્દગુરૂરૂપે રહેલા—તે પરમાત્મા

દીક્ષાવડે પરં તત્વમાં જોડે છે. ) ઈત્યાદિ આગમ વચનથી સ્પષ્ટ પ્રતીત થાય છે કેઃ—

શ્રીગુરૂમૂર્તિમાં સ્થિત થયેલા અર્થાત્ શ્રીસદ્‌ગુરૂરૂપે પ્રકટ થયેલા ભગવાન્ વિશુદ્ધ અંતઃકરણવાળા ભક્તોને પરમાત્મ તત્ત્વનો અનુભવ કરાવે છે. શ્રીમદ્‌ભાગવતમાં પણ " **यथाऽग्निना हेममलं जहाति ध्मातं पुनः स्वं भजते स्वरूपं । आत्मा तु कर्मानुशयं विधूय मद्भक्तियोगेन भजत्यथो माम् ॥** " ( જેમ અગ્નિવડે ધમાયેલું સુવર્ણ મલનો ત્યાગ કરે છે, અને પુનઃ પોતાના શુદ્ધ સ્વરૂપને પામે છે; તેમ મ્હારા ભક્તિયોગવડે અધિકારી પુરૂષ બહુકાલના કર્મોરૂપ મલોને નાશ કરીને પછી મ્હને પ્રાપ્ત થાય છે. ) ઇત્યાદિ વાક્યથી અંતઃકરણની વિશુદ્ધિ થયા પછીજ જ્ઞાનદ્વારા પુનરાવૃત્તિરહિત એવી મુક્તિની સંપ્રાપ્તિ કથન કરી છે. જેથી અંતઃકરણની વિશુદ્ધિને ઇચ્છનાર મુમુક્ષુ પુરૂષોએ જ્ઞાનની ઉત્પત્તિમાં પ્રતિબંધ કરનાર ચિત્તમાલિન્યતાના હેતુભૂત એવા પાપાત્મક દોષોની નિવૃત્તિને અર્થે શ્રીભગવદ્‌ભક્તિ અવશ્યમેવ કરવાને યોગ્ય છે; કેમકે અન્ય ઉપાયો કરતાં ભગવદ્‌ભક્તિરૂપી ઉપાય અતિ સુગમ છે, માટે તે વિશેષે કરીને સર્વ મુમુક્ષુજનોને ગ્રહણ કરવાને યોગ્ય છે; એવો આહીં ભાવ છે.



અથવાઃ—**कलिदोषघ्नं** નામઃ—"**धर्मं तिरस्कृत्यैवाधर्मेण वर्द्धितः कलिः।**" (અધર્મ વડે વૃદ્ધિને પામેલો કલિ ધર્મનો લોપજ કરે છે.) ઇત્યાદિ વચનવડે, અધર્મથી અધર્મનુંજ અભિભાવકપણું હોવાથી કલિજ દોષરૂપ છે. તે કલિરૂપ દોષને નાશ કરનાર એવા.

યમરાજાએ કહ્યું છે કે—"**घोरे कलियुगे प्राप्ते सर्वधर्मविवर्जिते। वासुदेवपरा राजँस्ते कृतार्था न संशयः॥**" હે રાજન્! સર્વ ધર્મથી રહિત એવો ઘોર કલિયુગ સંપ્રાપ્ત થયે છતે, જેઓ વાસુદેવ ભગવાનની ભક્તિ પરાયણ રહેશે, તેઓ કૃતાર્થ થશે, તેમાં સંશય નથી. વળી શ્રીમદ્ ભગવદ્ગીતાના નવમાધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્રજી શ્રીમુખથી કહે છે કેઃ—"**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः। स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परांगतिम्॥**" જે સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્રો છે, તથા જે પાપયોનિમાં જન્મેલા નીચકર્મ કરવાવાળા મ્લેચ્છ ચાંડાલાદિ છે; તેઓ પણ હે પાર્થ! મ્હારો—પરમાત્માનો—આશ્રય કરીને ઉત્કૃષ્ટ ગતિને પામે છે. ઉક્ત વચનોથી ભક્તિવડેપ્રસન્ન થયેલા ભગવાનનું સાલોક્યાદિ ચતુર્વિધમુક્તિપ્રદત્વ સૂચન કર્યું. વળી તેમાં દૃષ્ટાન્તરૂપે કહ્યું છે કેઃ—"**श्रीकान्तश्रवणे**

**परीक्षितिरभूद्वैयासकिः कीर्त्तने । प्रह्लादः स्मरणे तदङ्घ्रिभजने लक्ष्मीः पृथुः पूजने ॥ अक्रूर स्त्वभिवन्दने कपिपतिर्दास्येऽथ सख्येऽर्जुनः । सर्वस्याऽऽत्मनिवेदने बलिरभूत् कैवल्यमेकैकतः ॥** " લક્ષ્મીપતિ ભગવાન્‌ની શ્રવણભક્તિમાં પરીક્ષિત રાજા હતા; તથા શુકદેવજી કીર્ત્તનભક્તિ વિષે હતા; પ્રહ્લાદજી સ્મરણભક્તિમાં, લક્ષ્મીજી ભગવાનના ચરણકમલની સેવા ભક્તિમાં, પૃથુરાજા પૂજન ભક્તિમાં, અક્રૂરજી અભિવન્દન—નમસ્કાર—ભક્તિમાં, હનુમાન્ સુગ્રીવાદિ દાસ્યભક્તિમાં, અર્જુન સખાભક્તિમાં, અને બલિરાજા સર્વાત્મનિવેદનભક્તિમાં હતા. આવી રીતે તેઓ એકએક પ્રકારની ભક્તિ વડે સાલોક્યાદિ મોક્ષને પામ્યા હતા. આ ઉક્ત વચન પ્રમાણે શ્રવણાદિ એક એક પ્રકારની ભક્તિ કરનારા ભક્તોએ સાલ્યોકાદિક મુક્તિજ સંપાદન કરી છે.

'**ज्ञानादेव तु कैवल्यम् ।**' (આત્માના અપરોક્ષજ્ઞાનથીજ પુનરાવૃત્તિરહિત એવી કૈવલ્યમુક્તિ પ્રાપ્ત થાય છે.) '**ऋते ज्ञानान्नमुक्तिः ।**' ( આત્માના સાક્ષાત્ અનુભવવિના પુનરાવૃત્તિ રહિત એવી મુક્તિ પ્રાપ્ત થતી નથી. ) '**तमेव विदित्वाति मृत्युमेति । नान्यः पन्था विद्यतेऽयनाय ॥**' **श्वे० उप० ३-८ ॥** ( તે પરમાત્માનેજ જાણીને અધિકારી

પુરૂષ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે; મોક્ષપદની પ્રાપ્તિને માટે અન્ય કોઈ સાધન વિદ્યમાન્ નથી. ) ઈત્યાદિ શ્રુતિઓની સાથે વિરોધાપત્તિ પ્રાપ્ત થવાથી, અને '**स होवाच शृणुष्वाद्य विष्णोर्नामानि नारद । यानि पठन्नरो याति सलोकतादिकं हरेः ।**' (તે બ્રહ્મા બોલ્યાઃ હે નારદ ! આજ વિષ્ણુપરમાત્માનાં નામોને શ્રવણ કર. જે નામોનો પાઠ કરતો છતો મનુષ્ય, ભગવાન્ વિષ્ણુનાં સાલોક્યાદિક ધામને પ્રાપ્ત થાય છે.) ઇત્યાદિ શ્રુતિવિષે નારદપ્રતિ બ્રહ્માજીએ નામસ્મરણાદિક ભક્તિથી સલોકતાદિકરૂપ ફલનુંજ કથન કરેલું હોવાથી, ઉપરોક્ત '**श्रीकान्तश्रवणे॰**' ઇત્યાદિ ઉદાહરણ વાક્યમાં કથન કરેલા '**कैवल्यं**' પદવડે સાલોક્યતાદિ ચતુર્વિધ મુક્તિનુંજ ગ્રહણ કરવું. બ્રહ્મભાવાપત્તિરૂપ નિર્વાણપદ ગ્રહણ કરવાને યોગ્ય નથી. વળી ભગવદ્ ભક્તિનું કેવળ પાપનાશકત્વ શ્રવણ કરાયાથી અને અવશિષ્ઠ પુણ્યનો ફલભોગવિના ક્ષય નહિ જણાયાથી, તેના ભોગને વાસ્તે સાલોક્યાદિક પ્રાપ્તિનુંજ ઉચિતપણું છે.

સાલોક્યાદિક ભક્તિના ફલમાં '**तद्यथेह कर्मजितो लोकः क्षीयते । एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते ॥**' **छां॰ उ॰ ८-१-६ ॥** ( તેમાં દૃષ્ટાન્તઃ-જેમ આ લોકમાં સેવાદિ કર્મવડે સંપાદન કરેલો ભોગ ક્ષય પામે


છે; તેમજ પરલોકમાં પણ અગ્નિહોત્રાદિકપુણ્યકર્મવડે સંપાદન કરેલો ભોગ નાશ પામે છે ) '**नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति।**' **मुं० उ० १-१०॥** ( તે અજ્ઞાનિઓ સ્વર્ગના પૃષ્ઠ ભાગ વિષે ભોગના સ્થાનમાં પુણ્યરૂપ કર્મના ફળનો અનુભવ કરીને પુનઃ આ મનુષ્ય લોકમાં અથવા મનુષ્ય લોકથી હીનતર તિર્યઙ્ નરકાદિ લોકમાં શેષ રહેલાં કર્મ પ્રમાણે પ્રવેશ કરે છે. ) '**आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन।**' **श्रीभग० ८-१६ ॥** ( હે અર્જુન ! બ્રહ્મલોકથી આરંભીને સર્વે લોકો પુનરાવર્ત્તિવાળા છે ) ઇત્યાદિ શ્રુતિસ્મૃતિ વાક્યોથી સ્વર્ગાદિલોકનું અનિત્યત્વ નિશ્ચય કરીને તેથી પણ ઉપરામ થયો છતો મુમુક્ષુ પુરૂષ અન્તઃકરણની વિશુદ્ધિને અર્થે નિષ્કામ બુદ્ધિથી ભગવદ્ભક્તિ કરે. તેમાં પણ ભગવત્ કીર્ત્તનાખ્ય નિષ્કામ ભક્તિ અતિ સુલભ અને તત્કાલ સત્વ (અન્તઃકરણ) શોધક હોવાથી, તથા જ્યાં ત્યાં પ્રાધાન્યતાવડે શ્રવણ કરાતી હોવાથી, ચિત્તશુદ્ધિની કામનાવાળા મનુષ્યે અવશ્ય કરવાને યોગ્ય છે. કહ્યું છે કેઃ—
'**नरः सत्व विशुद्ध्यर्थी कलौ नामानि कीर्त्तयेत्।**'
કલિયુગવિષે અન્તઃકરણની વિશુદ્ધિની ઇચ્છાવાળો મનુષ્ય ભગવાન્‌ના નામોનું કીર્ત્તન કરે. ઇતિ.



જેમ અતિ અલ્પક્ષારવડે તૈલાદિકથી ચીકણાં થયેલાં વસ્ત્રો વિશુદ્ધિને પામતાં નથી, તેમ સર્વ અધર્મના ઉત્પાદક ઘોર કલિયુગવિષે સ્ત્રીઓના કામબાણવડે મૃતપ્રાયઃ થયેલા, અને સ્વવર્ણાશ્રમના ધર્મથી ચ્યુત થઇ પ્રાયઃ અધઃપાત થયેલા એવા જીવોનાં અન્તઃકરણ ભગવન્નામના સંકીર્ત્તનમાત્રરૂપ સ્વલ્પ-ઉપાયથી કેવી રીતે શુદ્ધ થશે વારૂં ? આવી આશંકાના પરિહારાર્થે કહે છે કેઃ—જેમ સ્વલ્પઅગ્નિ વિષે પણ તૃણસમુદાયને દાહકરવાનું સામર્થ્ય પરિપૂર્ણ સંભવે છે, તેમ ભગવદ્ ભક્તિનું પાપ નાશકત્વ નિઃસંદેહ સંભવે છે. શ્રી ભાગવતમાં કહ્યું છે કેઃ—'**यथाऽग्निःसुसमिद्धार्चिः करोत्येधांसि भस्मसात् । तथा मद्विषयाभक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥**' હે ઉદ્ધવ ! જેમ સારી રીતે પ્રદીપ્ત થયેલો અગ્નિ લાકડાંને બાળીને ભસ્મીભૂત કરે છે, તેમ મ્હારી દૃઢ ભક્તિ સર્વપાપોને નાશ કરે છે. વળી સંકીર્ત્તનાખ્ય ભક્તિનું માહાત્મ્યતો કલિસંતરણોપનિષત્‌માં બ્રહ્માએ અતિવિસ્તારથી નિરૂપણ કરેલું છે; તથાપિ ગ્રન્થ-વૃદ્ધિના ભયથી અહીંઆં ઉક્તવિવેચનથીજ વિરામ પમાય છે.

નામાપરાધત્વવડે અધઃપાતરૂપ ફલ પ્રાપ્ત થવાનો સંભવ હોવાથી ભગવન્નામ સંકીર્ત્તનાખ્ય ભક્તિવિષે અર્થવાદની કલ્પના પણ કરવાને યોગ્ય નથી. શ્રી બ્રહ્મસંહિતામાં બોધા-

યનપ્રતિ શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ-'**मन्नाम कीर्त्तनफलं विविधं निशम्य, न श्रद्दधाति मनुते यदुतार्थवादम् । यो मानुषस्तमिह दुःखचये क्षिपामि, संसारघोर विविधार्ति निपीडिताङ्गम् ॥**' શ્રી ભગવાન્ કહે છેઃ—મ્હારા નામકીર્ત્તનનું નાના પ્રકારનું ફળ શ્રવણકરીને જે મનુષ્ય શ્રદ્ધા કરતો નથી, પરંતુ ઉલટો અર્થવાદવાક્ય છે એમ માને છે; તેને આ દુઃખના સમૂહરૂપ ઘોર સંસારમાં સંસારની અતિભયંકર એવી વિવિધ પ્રકારની વ્યાધિઓથી પીડિત અવયવવાળા શરીર પ્રત્યે ફેંકું છું; અર્થાત્ આ ઘોર સંસાર વિષે અનેક વ્યાધિઓથી પીડાતો એવો દેહ આપી ભયંકર દુઃખોનો અનુભવ કરાવું છું. વળી કાત્યાયન સંહિતામાં પણ કહ્યું છે કેઃ-' **अर्थवादं हरेर्नाम्नि संभावयति यो नरः । स पापिष्ठो मनुष्याणां नरके पतति स्फुटम् ॥**' જે મનુષ્ય શ્રીભગવાન્‌ના નામમાહાત્મ્યવિષે અર્થવાદની—સ્તુતિપણાની—સંભાવના કરે છે, તે મનુષ્યોના મધ્યે મહાપાપી થયેલો પુરૂષ અંતે ભલિપ્રકારે મહાદુઃખમય નરકમાં પડે છે. તેમજ જૈમિની સંહિતા વિષે પણ કહ્યું છે કેઃ—"**श्रुतिस्मृतिपुराणेषु नाममाहात्म्यवाचिषु । येऽर्थवाद इति ब्रूयुर्न तेषां निरयक्षयः ॥**" શ્રુતિ સ્મૃતિ અને પુરાણો વિષે શ્રી ભગવન્નામના

માહાત્મ્યનાં પ્રતિપાદક વચનો છે તેમાં, જે મનુષ્યો આ અર્થ-વાદ વચન છે એમ બોલે છે, તેઓના ઘોરનરકરૂપ દુઃખોનો ક્ષય થતો નથી. ઇતિ.

નામાપરાધત્વવડે ઉપરોક્ત અસહ્ય દુઃખોની સંપ્રાપ્તિરૂપ ફલ શ્રવણ કરાય છે; તેથી ભગવન્નામવિષે અર્થવાદની સંભાવના નહિં કરતાં છતાં સ્વરૂચ્યનુસાર શિવવિષ્ણુના નામોનું સંકીર્ત્તન કરતા છતા મનુષ્યે તે બન્ને વિષે કિંચિન્માત્ર પણ ભેદદૃષ્ટિ કરવાને યોગ્ય નથી. કર્મવિપાક ગ્રંથમાં કહ્યું છે કેઃ– " **यो ब्रह्मविष्णुरुद्राणां भेदमुत्तमभावनः । साधये-दुदरव्याधियुक्तो भवति मानवः ॥**" જે ઉત્તમ ભાવના-વાળો મનુષ્ય, બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવના ભેદને સાધે છે, અર્થાત્ એ ત્રણ દેવોમાં ભેદબુદ્ધિ કરે છે, તે મનુષ્ય જળોદર–કઠોદર–શૂળાદિ–પેટના વ્યાધિયુક્ત થાય છે. વળી ' **शिवस्य हृदयं विष्णुर्विष्णोश्च हृदयं शिवः । ईषदप्यन्तरं कृत्वा रौरवं नरकं व्रजेत् ॥**' વિષ્ણુ શિવના હૃદયરૂપ છે, અને શિવ વિષ્ણુનું હૃદય છે; જેથી આ બન્નેમાં જે લેશમાત્ર ભેદબુદ્ધિ કરે છે, તે ભેદબુદ્ધિના પાપવડે કરીને રૌરવ નરકને પામે છે વળી ભવિષ્યત્ પુરાણમાં કહ્યું છે કેઃ–"**विष्णोरन्यं तु पश्यन्ति ये मां ब्रह्माणमेव च । कुतर्कमतयो मूढाः**



**पच्यन्ते नरकेष्वधः ॥ ये च मूढा दुरात्मानो भिन्नं पश्यन्ति मां हरिं । ब्रह्माणं च तथा तेषां भ्रूणहत्यासमं त्वघम् ॥"** જેઓ વિષ્ણુથી ભિન્ન મ્હને–શિવને–અને બ્રહ્માને દેખે છે, તે કુતર્કમતિવાળા મૂઢજનો નરકવિષે અધોગતિને પામે છે. તથા જે દુષ્ટબુદ્ધિવાળા અજ્ઞાનિ મનુષ્યો મ્હને–શિવને–વિષ્ણુને તથા બ્રહ્માને ભિન્નભિન્ન દેખે છે, તેઓને ભ્રૂણહત્યા ( સગર્ભા બ્રાહ્મણની સ્ત્રીનો વધ કરવો તેના ) સમાન પાપ લાગે છે. વળી તુલસીકૃત રામાયણના લંકાકાંડમાં કહ્યું છે કેઃ–'**शिवद्रोही ममदास कहावे सो नर सपने हु मोहीं न पावे । शंकर विमुख भक्ति चह मोरी सो नर मूढ मंदमति थोरी ॥** ' શ્રી ભગવાન્ રામચંદ્રજી કહે છે કેઃ–જે મનુષ્ય શિવનો દ્રોહી હોય, અને મ્હારો–ભગવાન્નો–દાસ કહેવાતો હોય, તોપણ તે મનુષ્ય મ્હને સ્વપ્નામાં પણ પામતો નથી; તથા જે મનુષ્ય શંકરથકી વિમુખ રહીને મ્હારી ભક્તિ ઈચ્છે છે, તે મૂઢ–અજ્ઞાની–મનુષ્ય મંદભાગ્યવાળો સ્વલ્પબુદ્ધિમાન્ સમજવો. કેમકે શિવનો દ્રોહ કરનારો મ્હારી ભકિતને સંપાદન કરી શકતોજ નથી; અને સ્વશ્રેયઃ–મોક્ષતો લક્ષકોટિકલ્પે પણ મેળવવાને તે સમર્થ થતોજ નથી. '**शिवप्रिय ममद्रोही शिवद्रोही ममदास । ते नर**

**कर हिं कल्पभर घोर नरकमें वास ॥** ' જે શિવને પ્રિયમાનતો હોય, અને મ્હારો દ્રોહ કરતો હોય; તથા જે શિવનો દ્રોહી હોય, અને મ્હારો ભક્ત હોય; તે બન્ને મનુષ્ય એક કલ્પપર્યન્ત ઘોર નરકમાં વાસ કરે છે, અને ત્યાં અતિક્લેશનેજ ભોગવે છે. વળી શ્રીમદ્ ભાગવતના ચતુર્થસ્કન્ધમાં શ્રીવિષ્ણુ ભગવાને પણ " અમે ત્રિગુણાત્મક ત્રણે દેવ એકજ સ્વરૂપ છીએ, અને ઇશ્વર એકજ છે. તથા ભેદ અજ્ઞાની જીવો જુએ છે. " એવો દક્ષને ઉપદેશ કરેલો છે:—" **अहं ब्रह्मा च शर्वश्च जगतः कारणं परं । आत्मेश्वर उपद्रष्टा स्वयं दृगविशेषणः ॥ आत्ममायां समाविश्य सोऽहं गुणमयीं द्विज । सृजन्रक्षन्हरन्विश्वं दध्रे संज्ञां क्रियोचिताम् ॥ तस्मिन्ब्रह्मण्यद्वितीये केवले परमात्मनि । ब्रह्मरुद्रौ च भूतानि भेदेनाज्ञोऽनुपश्यति ॥** " શ્રીભગવાન્ કહે છે:—હે દક્ષ ! આત્મા, ઇશ્વર, ઉપદ્રષ્ટા, સ્વયંપ્રકાશ, ને ઉપાધિરહિત એવા, હું, બ્રહ્મા અને સદાશિવ, ત્રણે જગત્‌ના પરમકારણરૂપ છીએ. હે દ્વિજ ! તે હું પોતેજ મ્હારી ત્રિગુણાત્મિકા માયાને અંગિકાર કરીને વિશ્વને સૃજતો છતો, રક્ષણ કરતો છતો ને સંહાર કરતો છતો તે તે ક્રિયા કરવાને ઉચિત એવી સંજ્ઞાને એટલે બ્રહ્મા વિષ્ણુ રૂદ્રનામને ધારણ કરૂં છું. તે

અદ્વિતીય પરંબ્રહ્મ સ્વરૂપ કેવળ પરમાત્માને વિષેજ બ્રહ્મા, વિષ્ણુ, ને રૂદ્રને, તથા સર્વપ્રાણિઓને અજ્ઞાની લોકો ભેદ દૃષ્ટિએ ભિન્ન ભિન્ન દેખે છે. આવી રીતે અજ્ઞજીવો ભગવન્નામાપરાધથી દુઃસહ દુઃખોરૂપ ફલ સંપાદન કરે છે; માટે સ્વહિતેચ્છુ પુરૂષોએ તો ભગવન્નામાપરાધોનો સર્વથા પરિત્યાગજ કરવાને યોગ્ય છે.

પદ્મપુરાણના તૃતીય બ્રહ્મખંડના પચીશમા અધ્યાયમાં નારદપ્રતિ શ્રી સનત્કુમારે કહ્યું છે કેઃ—" **सतां निन्दा नाम्नः परममपराधं वितनुते। यतः ख्यातिं यातं कथमुसहते तद्विगरहाम्॥ शिवस्य श्रीविष्णोर्य इह गुणनामादि सकलं धियाभिन्नं पश्येत्स खलु हरिनामाहितकरः॥**" સત્પુરૂષોની નિન્દા ભગવન્નામના મુખ્ય અપરાધને વિસ્તારે છે, અર્થાત્ સત્પુરૂષોની નિંદા કરવાથી ભગવન્નામનોજ અપરાધ થાય છે એમ નિર્ણય થયેલો છે; કેમકે જે સત્પુરૂષોદ્વારા ભગવન્નામ ખ્યાતિને—પ્રસિદ્ધિને—પ્રાપ્ત થયેલું છે, તે નામ સત્પુરૂષોની નિંદાને કેમ સહન કરી શકે ? નહિજ સહન કરે. જે મનુષ્ય શિવના અને વિષ્ણુના ગુણને, નામને, સામર્થ્યને, ઇશ્વરત્વને, અને સાલોક્યાદિ મુક્તિફળદાતૃત્વાદિ સકલ મહત્ત્વને અલ્પબુદ્ધિથી ભિન્ન જુએ છે, અર્થાત્ શિવ વિષ્ણુમાં ન્યૂનાધિકપણાની દૃષ્ટિ કરે છે. તે મનુષ્ય નિશ્ચય પ્રભુના નામનું અહિત કરનારોજ



છે; અર્થાત્ તે ભગવાન્‌ના નામના મહિમાને ઘટાડીને દુઃખી થયો છતો હરિનામસ્મરણ કીર્તનના ફળને પામતો નથી. "**गुरावज्ञा श्रुतिशास्त्रनिन्दनं । तथाऽर्थवादो हरिनाम्नि कल्पनम् ॥ नाम्नोबलाद्यस्य हि पापबुद्धिर्नविद्यते तस्य यमैर्हि शुद्धिः ॥**" શ્રીગુરૂમાં—શ્રીગુરૂની સેવાભક્તિમાં—અનાદર બુદ્ધિ, શ્રુતિ ને શાસ્ત્રની નિન્દા કરવામાં તત્પરતા, ભગવાન્‌ના નામમાહાત્મ્યમાં અર્થવાદપણાની કલ્પના, તથા પ્રભુના નામનું બલ નથી એવી પાપબુદ્ધિ, ઇત્યાદિ અધમતા જેને છે, તેની યમરાજા દ્વારા અનેક પ્રકારની અસહ્ય તાડનાઓ ભોગવ્યાવડે પણ શુદ્ધિ થતી નથી. "**श्रुतेऽपि नाममाहात्म्ये यः प्रीतिरहितो नरः । अहंममादि परमो नाम्नि सोऽप्यपराधकृत् ॥**" જે મનુષ્ય ભગવાન્‌ના નામનું માહાત્મ્ય શ્રવણ કરતો છતો પણ ભગવાન્‌ની ભક્તિમાં પ્રીતિરહિત છે, તથા અહંતા મમતા પૂર્વક દેહેન્દ્રિય અને તેનાં સંબંધી સ્ત્રી પુત્ર ધનાદિમાં આસક્તિવાળો છે, તે મનુષ્યપણ ભગવાન્‌ના નામમાહાત્મ્યનો અપરાધ કરનારો થાય છે; જેથી અંતે દુઃસહ દુઃખો ભોગવે છે.

ઉપરોક્ત રીતે વર્ણવેલા અપરાધો મધ્યેથી કોઇપણ અપરાધને નહિ કરતાં છતાં શ્રીભગવાન્‌ની સંકીર્ત્તનાદિ ભક્તિ



કરવી. તેમાં પણ ' **शिवे च भक्तिर्बहुला यदि स्यात्तदा शिवत्वेन भजेद्धरिं हि । हरौ च भक्तिर्बहुला यदि स्यात्तदाहरित्वेन भजेच्छिवं हि ॥** " ( યદિ શિવમાં તમારી ભક્તિ અધિક હોય તો શિવપણાની બુદ્ધિવડે વિષ્ણુને ભજો—દર્શન—પૂજન—સેવન કરો; અને કદાચ હરિવિષેજ જો તમારી ભક્તિ વિશેષ હોય તો વિષ્ણુબુદ્ધિવડે પ્રસિદ્ધ શિવને ભજો; અર્થાત્ શિવનું વિષ્ણુપણાની બુદ્ધિથી દર્શન પૂજન સેવન નમસ્કારાદિ કરો. ) ઇત્યાદિ વચનાનુસાર શિવ વિષ્ણુમાં અભેદપણાની બુદ્ધિરાખી સંકીર્તનાદિ ભક્તિ કરવાવાળા મનુષ્યનેજ સર્વ પાપોની નિવૃત્તિ થાય છે; અન્યભેદ દૃષ્ટિ-વાળાને કે અન્યથા દોષદૃષ્ટિવાળાને થતી નથી. એમ અહીં ' **कलिदोषघ्नं** ' વિશેષણથી સૂચન કર્યું છે.

પૂર્વે ' **कालकलातीतं** ' પદવડે તિરસ્કાર કરેલા કાલ-વાદનો સિંહાવલોકન* ન્યાયવડે પુનઃ તિરસ્કાર—પરાભવ—કરવાને અર્થે '**कालत्रयगतिहेतुं**' વિશેષણથી શ્રીભગવાનનું

---

*सिंहावलोकनन्यायः । सिंहो यथा कश्चिन्मृगं हत्वाऽग्रे गच्छन्नन्योऽपि चेत्स्यात्तमपि हन्यामिति धिया पश्चात्पश्यति हन्ति च दृष्टिपथमागतं तथा बुद्धिपथमागतस्त्वपक्षपरिपन्थिपरपरिकल्पितयुक्त्याभासान्तर निरासायाप्युत्तरग्रन्थप्रवृत्तिरित्यर्थः ॥



કાલહેતુત્વ કથન કરી શ્રીઆચાર્ય ભગવાન્ સ્તવન કરે છેઃ—

**कालत्रयगतिहेतुं** નામઃ—ભૂત ભવિષ્યત્ ને વર્ત્તમાનરૂપ અથવાઃ—પ્રાતઃ મધ્યાહ્ન ને સાયં એ ત્રણ સંધ્યાઓરૂપ ત્રણ કાલની ગતિના કારણભૂત—નિમિત્તકારણરૂપ—એવા. '**ईशानो भूतभव्यस्य।**' **क० उ० २-१-१२॥** (ભૂત ભવિષ્યત ને વર્ત્તમાનનો નિયામક—ઇશ્વર છે.) ઈત્યાદિ શ્રુતિ કાલની ગતિનું ઈશ્વરાધીનત્વ કહે છે.

ઉપરોક્ત લક્ષણવાળા અને '**परमानन्दं**' નામઃ—નિરતિશય આનંદ સ્વરૂપ એવા, '**गोविन्दं**' નામઃ—ગોવિન્દ પરમાત્માને '**प्रणमत**' નામઃ—હે જનો! તહ્મો વિશેષે કરીને શ્રદ્ધાભક્તિ પુરઃસર નમસ્કાર કરો. ૭



ઉપરોક્ત રીતે નિરતિશય સુખસ્વરૂપ, ઉત્પત્તિ પ્રલયના કારણરૂપ, અને કાલાદિકથી પણ અતીત એવા શુદ્ધ ચિન્માત્ર પરંબ્રહ્મના લીલાવિગ્રહવડે યમુનાનદીમાં કરેલા ચેષ્ટા વિશેષરૂપ નૃત્યનું નિરૂપણ કરીને, હવે વૃન્દાવન ભૂમિમાં કરેલી તેમની ચેષ્ટા વિશેષને નિખિલદેવગણના પૂજ્યત્વવડે કહેતા છતા, અષ્ટમ શ્લોકથી ભગવાન્ આચાર્ય મહારાજ શ્રીગોવિન્દ ભગવાન્નું સ્તવન કરે છેઃ—

वृन्दावनभुवि वृन्दारकगणवृन्दाराधितवन्द्येहम् ।
कुन्दाभामलमन्दस्मेर सुधानन्दं सुहृदानन्दम् ॥
वन्द्याशेषमहामुनिमानस वन्द्यानन्द पद द्वन्द्वम् ।
वन्द्याशेषगुणाब्धिं प्रणमत गोविन्दं परमानन्दम् ॥

શ્લોકાર્થઃ—વૃન્દાવનની ભૂમિકાવિષે થયેલી રાસક્રીડાના સમયમાં દેવગણોના સમુદાયવડે પૂજિત અને શ્લાઘનીય ચેષ્ટા—ક્રીડા—છે જેમની એવા, અર્થાત્ દેવતાઓએ પણ પ્રશંસા કરવાને યોગ્ય એવી અતિ મનોરમ્ય રાસક્રીડાને કરવાવાળા; કુન્દવલ્લીના પુષ્પસમાન કાન્તિરૂપ જે રાગાદિમલરહિત મંદહાસ્ય, તે રૂપી અમૃતવડે ઉદ્‌ભવેલો છે આનન્દ જેમનો એવા; વિશુદ્ધ હૃદયવાળા ભક્તજનોના આનન્દ સ્વરૂપ; અથવાઃ—વિવિધ ક્રીડાવડે કરીને સુહૃદ્ નન્દાદિ ગોપોને સુખ આપનાર; અથવાઃ—રાસક્રીડાવડે સુહૃદ્ ગોપીકાઓને આનંદ આપનાર; વિશ્વવન્દનીય નારદાદિ સમસ્ત મહામુનિઓના ચિત્તવડે જેમનાં આનન્દમય યુગલચરણકમલો વન્દના કરવા યોગ્ય—ધ્યેય—છે એવા; અને જગદ્વન્દનીય—પ્રશંસનીય—વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શાંતિ, દયા, ઉદારતા, બ્રહ્મચર્યાદિ સમસ્ત સદ્‌ગુણોના સમુદ્રરૂપ એવા; નિરતિશય સુખસ્વરૂપ શ્રીગોવિન્દ

પરમાત્માને હે લોકો ! તમો વિશેષ કરીને શ્રદ્ધાભક્તિ પૂર્વક નમસ્કાર કરો. ૮

મૂલ શ્લોકનો અન્વયાર્થઃ–'**वृन्दावनभुवि वृन्दारकगणवृन्दाराधितवन्द्येहं**' નામઃ–વૃન્દાવનની ભૂમિવિષે થયેલી રાસક્રીડાના સમયમાં દેવગણોના સમુદાયવડે પૂજિત અને શ્લાઘનીય ચેષ્ટા–ક્રીડા–છે જેમની એવા; અર્થાત્ દેવોએ પણ પ્રશંસનીય એવી અતિમનોહર રાસક્રીડાને કરવાવાળા. કહ્યું છે કેઃ–"**देवगणास्तदालोक्य चेष्टां तस्य मनोरमां। ब्रुवाणाः साधु साध्विति मुमुचुः पुष्पवृष्टयः ॥**" (રાસક્રીડા સમયે દેવલોકો તેમની મનને આનન્દ આપનારી ચેષ્ટારૂપ લીલાને જોઇને 'અતિસુંદર, અતિરમણીક,' એમ બોલતા છતા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.) ઇતિ

પૂર્ણાનન્દ સ્વરૂપ છતા પણ ભગવાનના માનુષનાટ્યાનુસાર ક્રીડા કરવાવડે પ્રાદુર્ભૂત થયેલા આનન્દને કહેતા છતા શ્રીઆચાર્ય ભગવાન્ '**कुन्दाभामलमन्दस्मेर सुधानन्दं**' વિશેષણથી સ્તુતિ કરે છેઃ—

**कुन्दाभामलमन्दस्मेर सुधानन्दं** નામઃ–કુન્દવલ્લીના પુષ્પસમાન કાંતિરૂપ જે રાગાદિ મલરહિત મંદહાસ્ય, તે રૂપી અમૃતવડે આવિર્ભૂત છે આનન્દ જેમનો એવા.



ઉપરોક્ત આનન્દ સ્વસ્વરૂપથી વ્યતિરિક્ત નથી, એમ સૂચવતા છતા '**सुहृदानन्दं**' વિશેષણથી સ્તુતિ કરે છેઃ—

**सुहृदानन्दं** નામઃ—વિશુદ્ધ અન્તઃકરણવાળા ભક્ત જનોના આનન્દ સ્વરૂપ; અર્થાત્ '**एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ।**' **बृ० उ० ४–३–३२ ॥** (વિષય અને ઇન્દ્રિયોના સંબન્ધકાલે આ બ્રહ્માનન્દનાજ લેશનો બ્રહ્માથી સ્તંબ પર્યન્તનાં સમસ્ત અન્ય ભૂતો ઉપભોગ કરે છે.) '**आनन्दो ब्रह्मेति व्यजानात् ।**' **तै० उ० भृ० ६ ॥** (બુદ્ધિના કારણરૂપ આનન્દમય બ્રહ્મ છે, એમ તે જાણતો હવો.) '**यो वै भूमा तत्सुखम् ।**' **छां० उ० ७–२३–१ ॥** (જે નિરતિશય છે તેજ સુખ છે.) ઇત્યાદિ શ્રુતિઓથી વિદ્વાનોને અનુભવ થયેલા આનન્દ સ્વરૂપ; અથવા રાસક્રીડાવડે ગોપિકાઓને આનન્દ આપનાર; અથવાઃ—વિવિધ ક્રીડાઓ કરીને સુહૃદ્નન્દાદિગોપોને આનન્દ આપનાર, અર્થાત્ '**एष ह्येवानन्दयाति ।**' **तै० उ० ब्र० ७ ॥** (પ્રસિદ્ધ આ પરમાત્માજ લોકોને સ્વધર્માનુસાર—પુણ્યાનુસાર—આનન્દ કરાવે છે.) ઇત્યાદિ શ્રુતિથી સર્વને સુખ આપનાર એવા.

ઉક્ત ભગવાન્જ સર્વ મહર્ષિગણને ધ્યેય છે, એમ વર્ણવતા છતા શ્રીઆચાર્ય આગલા વિશેષણથી સ્તુતિ કરે છેઃ—



**'वन्द्याशेषमहामुनिमानसवन्द्यानन्दपदद्वन्द्वम् ।'** नामः—विश्ववन्दनीय नारदादि समस्त महामुनिओना चित्तवडे जेमनां आनन्दमय युगल चरणकमलो वन्दना करवा योग्य—ध्येय—छे एवा.

हवे शान्त्यादि गुणाश्रयत्ववडे ते भगवान्नुं स्तवन **'वन्द्याशेषगुणाब्धिं'** विशेषणथी करे छेः—

**वन्द्याशेषगुणाब्धिं** नामः—जगद्वन्दनीय—प्रशंसनीय—विवेक, वैराग्य, शम, दम, शांति, दया, उदारता, ब्रह्मचर्यादि समस्त सद्गुणोना समुद्ररूप एवा.

उपरोक्त लक्षणवाळा अने **'परमानन्दं'** नामः—निरतिशय आनन्द स्वरूप एवा, **'गोविन्दं'** नामः—गोविन्द भगवान्ने **'प्रणमत'** नामः—हे जनो ! श्रद्धाभक्ति पुरःसर तमो विशेषे करीने प्रणाम—नमन करो. ८



हवे आ गोविन्दाष्टक स्तोत्रना पाठकगणोने उद्भवता फलनुं वर्णन करता छता श्रीभगवान् आद्य शंकराचार्य महाराज नवमा श्लोकथी स्तोत्रनो उपसंहार करे छेः—

**गोविन्दाष्टकमेतदधीते गोविन्दार्पितचेता यो—**
**गोविन्दाच्युत माधव विष्णो गोकुलनायक कृष्णेति ॥**

**गोविन्दाङ्घ्रिसरोजध्यानसुधाजलधौतसमस्ताघो-**
**गोविन्दं परमानन्दामृतमन्तस्थं स समभ्येति ॥९॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य श्रीमच्छङ्करा-**
**चार्य्य विरचितं श्री गोविन्दाष्टकस्तोत्रं सम्पूर्णम् ॥ॐ॥**

**શ્લોકાર્થઃ**—ગોવિન્દ ભગવાન્‌માં સમર્પણ કર્યું છે ચિત્ત જેણે એવો જે મનુષ્ય, હે ગોવિન્દ! હે અચ્યુત! (હે નાશ રહિત), હે માધવ! (હે લક્ષ્મીપતે! હે બ્રહ્મવિદ્યાના સ્વામી—નિયન્તા!), હે વિષ્ણો! (હે સર્વવ્યાપક!), હે ગોકુળ-દેશના સ્વામીન્! અથવાઃ—હે ઇન્દ્રિયોના સમુદાયના પ્રેરક! વાઃ—હે પશુસમૂહના પાલક! હે શ્રી કૃષ્ણ! (હે પરમાત્મન્!); ઈત્યાદિ પ્રકારે ભગવન્નામોનું સંકીર્ત્તન કરતો છતો, આ ગોવિ-ન્દાષ્ટક સ્તોત્રનું પ્રતિદિન પ્રેમ પૂર્વક શ્રદ્ધાભક્તિથી અધ્યયન—પઠન—કરે છે; તે પુરૂષ શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણ કમલોના ધ્યાનરૂપી અમૃત જળવડે પ્રક્ષાલન કર્યાં છે સમસ્ત પાપો જેણે એવો થયો છતો, અર્થાત્ શ્રી કૃષ્ણચન્દ્રજીના ચરણ કમલોના ધ્યાનરૂપી અમૃત જળવડે જેનાં સમસ્ત પાપો વિનાશને પામ્યાં છે એવો થયો છતો, અતિ સમીપમાં અવસ્થિત એવા અથવા સર્વના હૃદયમાં સ્થિત એવાં, પરમાનન્દ સ્વરૂપ, અને મરણ

ભાવથી રહિત—મોક્ષસ્વરૂપ—એવા શ્રી ગોવિન્દ ભગવાન્‌ને સમ્યક્ પ્રાપ્ત થાય છે. ૯.

**મૂલશ્લોકનો અન્વયાર્થ:—'गोविन्दार्पित चेताः'** નામ:—ગોવિન્દ ભગવાન્ વિષે સમર્પણ કર્યું છે ચિત્ત જેણે એવો, **'यः'** નામ: જે મનુષ્ય, **'गोविन्द'** નામ:—હે ગોવિન્દ! **'अच्युत'** નામ:—હે અચ્યુત! (હે નાશ રહિત !) **'माधव'** નામ:—હે માધવ !—હે લક્ષ્મી પતે ! અથવા:—**'मा विद्या च हरेः प्रोक्ता तस्या ईशो यतो भवान्।'** આ પ્રકારની ઉક્તિ હોવાથી **'माधव'** નામ:—બ્રહ્મવિદ્યાના સ્વામી—નિયન્તા. **'विष्णो'** નામ:—હે વિષ્ણો ! (વ્યાપક શીલ !), **'गोकुलनायक'** નામ:—હે ગોકુલાખ્ય દેશના સ્વામિન્ ! અથવા:—હે ઇન્દ્રિયસમુદાયના પ્રેરક ! અથવા:—હે પશુસમૂહના પાલક ! **'कृष्ण'** નામ:—હે શ્રીકૃષ્ણ !—(**'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्ति वाचकः। तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥'** **'कृष्'** ધાતુ ભૂવાચક—સત્તાવાચક—છે, અને **'णः'** નિર્વૃત્તિ ( આનન્દ ) વાચક છે; તે બન્નેનું જે ઐક્ય—ભેગાપણું—તેજ પરંબ્રહ્મરૂપ કૃષ્ણ એમ કહેવાય છે અથવા:—**'कृषिर्भूवाचकः शब्दो नश्च निर्वृत्ति वाचकः। विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः ॥'** **व्यास०॥**



'**कृषिः**' શબ્દ ભૂવાચક છે, અને '**नः**' શબ્દ નિર્વૃત્તિ-આનન્દ-વાચક છે; ઉક્ત સચ્ચિદાનન્દ ભાવનો યોગ હોવાથી વ્યાપકશીલ સનાતન વિષ્ણુ કૃષ્ણ થાય છે. અથવાઃ-'**कृषामि पृथिवीं पार्थ भूत्वा कार्ष्णायसो हलः। कृष्णो वर्णश्च मे यस्मात्तस्मात्कृष्णोऽहमर्जुन ॥**' **कृष्ण०** ॥ હે પાર્થ ! કાળાલોઢાનું હલ થયો છતો હું પૃથ્વીને ખેડું છું, અને જેથી મ્હારો વર્ણ શ્યામ છે, તેથી હે અર્જુન ! હું કૃષ્ણ કહેવાઉં છું. ઈત્યાદિ વચનોથી) હે સચ્ચિદાનન્દસ્વરૂપ પરંબ્રહ્મ પરમાત્મન્ ! '**इति**' નામઃ-આ પ્રકારે, ભગવન્નામોનું સંકીર્ત્તન કરતો છતો, '**एतत्**' નામઃ-આ '**गोविन्दाष्टकं**' નામઃ-ગોવિન્દાષ્ટક સ્તોત્રનું '**अधीते**' નામઃ-પ્રતિદિન પ્રેમપૂર્વક શ્રદ્ધાભક્તિથી અધ્યયન કરે છે-પઠન કરે છે; '**सः**' નામઃ-તે પુરૂષ '**गोविन्दांघ्रिसरोजध्यानसुधाजलधौतसमस्ताघः।**' નામઃ-શ્રી કૃષ્ણચન્દ્રજીના ચરણ કમલોના ધ્યાનરૂપી અમૃત જળવડે પ્રક્ષાલિત કર્યાં છે સમસ્ત પાપો જેણે એવો થયો છતો, અર્થાત્ શ્રી કૃષ્ણપરમાત્માનાં ચરણકમલોના ધ્યાનરૂપી અમૃત જળવડે જેનાં સમસ્ત પાપો વિનાશને પામ્યાં છે એવો થયો છતો, '**अन्तस्थे**' નામઃ-અતિ સમીપમાં અવસ્થિત એવા; '**तद्वदन्तिके तदन्तरस्य सर्वस्येति।**' **ई० उ० ५** ॥ ( તે

ઈશ્વરરૂપ આત્મતત્ત્વજ પ્રત્યક્‌રૂપે જ્ઞાત હોવાથી વિદ્વાનોને અત્યન્ત સમીપમાં છે. તે આત્મતત્ત્વ આ ચરાચરરૂપ સર્વ દૃશ્ય પ્રપંચની અન્તર છે.) ઇત્યાદિ શ્રુતિથી અને '**सर्वस्य चाऽहं हृदि सन्निविष्टः।' श्रीभग० गी० १५-१५ ॥** (હું સર્વ પ્રાણિ જાતના હૃદયમાં સમ્યક્ અન્તર્યામિરૂપે પ્રાપ્ત થઈને સ્થિત છું) '**ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।' श्रीभग० गी० १८-६१ ॥** (હે અર્જુન ! ઇશ્વર પોતાની માયાવડે દેહાભિમાની પ્રાણિઓને પોતપોતાના કર્મોમાં નિયુક્ત કરતા છતા સંપૂર્ણ જીવોના હૃદયમાં નિવાસ કરે છે.) ઇત્યાદિ ભગવદ્વચનથી સર્વના હૃદયમાં સ્થિત એવા; અને '**परमानन्दामृतम्**' નામઃ-પરમ આનંદ સ્વરૂપ, ને મરણભાવ રહિત-મોક્ષ સ્વરૂપ-એવા; **गोविन्दं ।** નામઃ-ગોવિન્દ ભગવાન્‌ને '**समभ्येति**' નામઃ-સમ્યક્ પ્રાપ્ત થાય છે. '**देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ।' श्रीभग०गी० ७-२३ ॥** ( દેવતાઓનું યજન-આરાધન-કરવાવાળાઓ દેવતાઓને-દેવલોકને-પામે છે; અને મ્હારા ભક્તો તો મ્હને પામે છે. ) ઈત્યાદિ ભગવદ્વાક્યો, ભગવદ્ ભક્તો ભગવાન્‌નેજ પામે છે, એમ નિઃસંદેહ પ્રબોધન કરે છે; માટે ભગવત્કીર્તનાખ્ય ભક્તિરૂપ આ ગોવિન્દાષ્ટક સ્તોત્રના પઠનનું ભગવત્પ્રાપ્તિરૂપ

ફલ હોવાથી, નિષ્કામતાથી શ્રદ્ધાભક્તિ પૂર્વક મુમુક્ષુજનોએ આ સ્તોત્રનો પ્રતિદિન પાઠ કરવો ઉચિત છે. ૯.

सच्चिदानन्दगोविन्दः प्रीयाद्धि व्याख्ययाऽनया ।
हृष्यन्तु भक्तिसंयुक्ताः श्रीमन्तः कृष्णमानसाः ॥१॥
यस्याज्ञानवशाद्विभाति निखिलं शुल्बे जगच्चक्रिवत् ।
यज्ज्ञानाद्विलयं प्रयाति जगती रज्ज्वां यथा व्यालवत् ॥
ज्ञात्वा यं यतयः प्रयान्ति तमसः पारं परं शाश्वतम् ।
तं सद्रूपमखण्डचिद्घनसुखं वन्दे तु कृष्णं विभुम् ॥२॥
श्रीमन्तं शङ्कराचार्य्यं ब्रह्मविद्याप्रदं शिवं ।
शिरसा मनसा वाचा प्रणतोऽस्मि जगद्गुरुम् ॥३॥
यत्कृपया चिदानन्दः संभवामि नतोऽस्म्यहम् ।
गुरुं श्रीमाधवानन्दं ह्यज्ञानध्वान्तभास्करम् ॥४॥
अखण्डानन्दसंबोधः कीर्त्तनाद्यस्य जायते ।
गोविन्दं तमहं वन्दे सच्चिदानन्दमक्षरम् ॥ ५ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमन्माधवानन्द-
पूज्यपादपद्ममकरन्दतृप्तमानसेन स्वामिचिदान-
न्दाख्येन कर्मन्दिना विरचिता श्रीगोवि-
न्दाष्टकस्तोत्रस्यव्याख्या समाप्ता ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

ॐ

વાંચો વાંચો ! !　　　　　મ્હોટો લાભ ! !

# પુસ્તકો મળવાનું ઠેકાણું.

---

શ્રી કૃષ્ણ ભક્તિ પંચક સટીક .... ....૦—૨—૦

શ્રી ગોવિન્દાષ્ટક સ્તોત્ર સટીક .... ....૦—૪—૦

શ્રી ભર્ત્તૃહરિ રાજાનો વૈરાગ્ય. .... ....૦—૧—૦

ઉપરનાં પુસ્તકો નીચેના ઠેકાણેથી મળશે; પોષ્ટ ખરચ અલગ પડશે.

**પુરૂષોત્તમદાસ મકનદાસ ઠક્કર.**
**મુ. રાસ.** તાબે બોરસદ—જીલ્લે ખેડા.

**મંગળદાસ કાકુભાઇ પરીખ.**
ઝુંપડીની ખડકી—સાંકડી શેરી,
**અમદાવાદ.**

**દામોદરદાસ ગોપાલદાસ ઠક્કર.**
દાણાપીઠ—બજાર, **ધોળકા.**